શ્રીમદ્ ભાગવત ભક્ત

# મહારાજા —
# — પરિક્ષીત.



કર્તા


જટાશંકર સુંદરજી જાની.

મોરબી તાબે, મુઃ—ટંકારા.




મુલ્ય રૂા. ૧—૮—૦

શ્રીમદ્, ભાગવત, ભકત

# મહારાજ-પરિક્ષીત.

ગદ્ય અને પદ્ય સહીત ત્રીઅંકી નાટક.

કર્ત્તા

જટાશંકર સુંદરજી જાની.
મોરબી તાબે મુ. ટંકારા
( કાઠીયાવાડ )

વિ. સં. ૧૯૮૦ અને ૧૯૨૪

શ્લોક

मुकङ्करोति वाचालं पङ्गु लंघयते गिरिम्
यत्कृपातमहं वन्दे परमानंद माधवम्

આવૃતિ, પહેલી ] [ પ્રત, ૧૦૦૦



મુદ્રક—પુરસોતમ શંકરદાસ પટેલ,
ઉત્કૃષ્ટ મુદ્રણાલય, ગાંધીઓળ નં. ૫૬૭—અમદાવાદ.

મૂલ્ય. રૂ. ૧—૮—૦

અમદાવાદ અને મુંબાઇમાં એકે અવાજે વખણાએલા

ખાસ સંગ્રહણી અને ઝાડાના રોગોને મટાડનાર



વૈદ્યરાજ

# હરીશંકર લાધારામ

દોહરો

કાઠીયાવાડનાં કોહીનુર વૈદ્ય વીદ્યાના ભાંણ
સંગ્રહણીના શત્રુ તે, સર્વ રોગના જાણ
જનસમાજ સુખ સાધવા, અમદાવાદ મુકામ
મુંબાઈમાં શાખા કરી, કર્યું અમર જગનામ

ઠે. અમદાવાદ—રીચીરોડ બાલાહનુમાન સામે.

મુંબઈ—ભૂલેશ્વર.

---

સોનું, ચાંદી, અને ઝવેરાતથી સર્વ પ્રકારનું સ્વચ્છ
સુંદર અને અપટુડેટ ફેશન સાથ મનરંજન
કામ કરનાર

## પરીખ. ઓછવલાલ અંબાલાલ. ઝવેરી

ઠે. કાલબાદેવી રોડ—મુંબઇ.

---

## હીતેચ્છુ

અઠવાડીયામાં બે વખત બ્હાર પડતું ખાસ સીંધ અને દુનિયામાંના દરેક સમાચાર સવીસ્તાર આપનારૂં કરાંચીમાં પ્રગટ થતું સ્વદેશ સેવા બજાવનાર આ એકજ પેપર છે. લવાજમ સસ્તુ અને સુલભ પડતું છે, વિશેષ માહીતી માટે લખો હીતેચ્છુ ઓફીસ કરાંચી

પ્રોપ્રાઇટર

હરીલાલ વાલજી ઠાકર

બંદર રોડ હીતેચ્છુ પ્રેસ. મુ. કરાંચી બંદર

## આશ્રયદાતા.



રા. રા. શેઠ નારણદાસ કરશનદાસ—કચ્છ અંજાર
હાલ મુંબાઇ તથા કોચીન.

# અર્પણ પત્રિકા.

રા. રા. સદા દયાળુ ઉદાર અને સ્નેહ મૂર્ત્તી

## શેઠ. નારણદાસ કરસનદાસ.

રહેવાશી—કચ્છઅંજાર. હાલ મુંબઈ અને કોચીન.

પરોપકારી–મહાશય

બાલ્યાવસ્થાથી અત્યાર સુધીમાં, મારા ઉપર થયેલ આપનાં, અનેક ઉપકાર, અને બંધુ ભાવના બદલામાં, હું રંક મીત્ર, આપની અન્યતો શેવા કરી શકું તેમ નથી. પરંતુ અંતરની ઉરમી, કરેલ ઉપકાર સંબંધી ઉછળી જવાથી, આ શ્રીમદ્‌ભાગવત ભક્ત, મહારાજા પરિક્ષીત પૂસ્તક, ત્રીઅંકી, ગદ્ય અને પદ્ય સહિત બનાવી, આપના પવીત્ર કરકમલમાં અર્પણ કરૂં છું. તેનો સ્નેહથી સાદર સ્વીકાર કરી, આ આપનાં રંક મીત્રને અધીકા અધીક આભારી બનાવવા કૃપાવંત થશો. એવી આશા છે.

મનહર

સદગુણનાં સાગર, નાગર નટવરના ભાવિક ભક્ત
આપના અનંત, મુજ માથે ઉપકાર છે
લઘુ વયમાંથી મને, રાખ્યો લાલ પાલ કરી
આજે પણ એજ રીતે, પૂર્ણ પ્રીતી પ્યાર છે
સુદામાની સાથ, જેમ કૃષ્ણ કૃપા છાઇ હતી
તેમ મૂજ રંક પરે, દયા આપ તણી છે
વીપ્ર સંત સહાય, ધન્ય ધન્ય આપ ધૈર્યતાને
લાગણી સહાય પૂરી, વીદ્યા દાંન ભણી છે
ભોગવો આયુષ્ય કોટી, વર્ષ યશ માન સાથે
સહાય હો સહાય, પ્રભુ લક્ષ્મી નાથ ધણી છે

કર્તા–હું જું આપનો આશ્રિત મીત્ર જ–સું–ભંની

## રાગ—આશાવરી

કાન કુંવર કૃષ્ણચંદ્ર, વ્રજમે ધેનું ચરાવે
વ્રજમે ધેનું ચરાવે શ્યાંમ, ગોપીયન સુન આવે—ટેક
કાંધ કમરીઆં હાથ લકડીઆં, બાંસી ઘટ બજાવે
બંનકી માલ બીરાજત કંઠમે, શીર મૂગટ સોહાવે—કાંન
ધન્ય ધન્ય ધન્ય નંદ યશોદા, ઔર વૃજભૂમી કહાવે
ગ્વાલન બાલ બીલોકત લાલકોં, કુસુમ કર બધાવે—કાંન
નટવર નટ નાગર નાચત, પ્રેમકી જોત જગાવે
સૂરીવર મુની સુંનકે ન ભમે; દેવ દુદુંભી બજાવે—કાંન

# નિવેદન.

કવી, વિદ્વાન, કે લેખક કહેવરાવવાની યતકિંચીત પણ ઇચ્છા નહિ હોવા છતાં, આ જીવીકા નીભાવવા ખાતર. કંઇક ઉદ્યોગ કરવો. અને એ ઉદ્યોગને અંગે, જનસમાજને કંઇપણ અર્પણ કરી તેમની પાસેથી જોઇતો લાભ મેળવવાની ખાતરજ, આ પુસ્તક બ્હાર પાડવામાં આવ્યું છે. અનુભવને અંગે નોવેલ કરતાં નાટક લખવું સુગમ પડવાથી, આ મહારાજા પરિક્ષીત નાટક, ગદ્ય અને પદ્ય સહિત, પુસ્તકરૂપે બ્હાર પાડી. જનસમાજને પૂરાના ઇતિહાસનું સ્મરણ કરાવેલું છે. વળી સુંસકારથી નીચ પણ ઉચ્ચ બની શકે છે. તેનું કોમિકદ્વારા પૂરતુ ભાન કરાવેલ છે. ભારતના ભાગ્યસાળી ભૂપાલો આધુનીક સમયમાં પ્રજાનુ કેવી રીતે પાલન કરતા હતા. સતિ સ્ત્રીઓ અનેક દુઃખો સહન કરીને પણ કેવી રીતે પોતાનું પતિવ્રત સંભાળતી હતી, અને પ્રવીન માતપીતાના પ્રવીન સંતાનો વડીલોની આજ્ઞા મા રહી. કેવી ઉંચ અભીલાષા ધારણ કરતા હતા, વીગેરે બાબતનું આ પુસ્તકમા દીગદર્શન થાય છે.

આ પુસ્તકના લેખની શરૂઆત, પાન્ડવ કૌરવના યુદ્ધ પછી, દુર્યોધનને અંત સમયે પાન્ડવ વિનાની પૃથ્વી કરવાનું અશ્વત્થામાએ આપેલ વચન મુજબ, સતી દ્રૌપદીનાં પાંચ પુત્રોને સંહારી. છેવટે જેનાથી પાન્ડવ વંશ વિકાસ પામવાનો છે, તે ઉતરાના ઉદરમાં, અર્જૂન સૂત અભીમન્યુથી રહેલ ગર્ભ પરિક્ષીતનો નાશ કરવાની યોજના ઘડતો, પ્રથમ અશ્વત્થામા દેખાય છે. અને ત્યાંથી પૂસ્તકમાના લેખની શરૂઆત થાય છે.

પુસ્તક રસજ્ઞ થાય અને ચાલતા જમાનામા કંઇક રૂચીકર દેખાય તે માટે ઇતિહાસની અંદર કલ્પના શક્તિનો પણ ઉપયોગ થયો છે. વળી કોમીક તો બીલકુલ કલ્પીતજ રાખેલું છે. પણ તે એટલા માટે કે ચાલતા સમયને અંગે તે કંઇક બોધક અને રૂચીકર નીવડે.

બનતા પ્રયત્ને મર્યાદા સાચવવામાં પૂરતું ધ્યાન આપવામાં આવેલ છે, છતા નાટયરૂપે લખાણુ હોવાથી જો કોઇ જગ્યાએ અતિશયોક્તી કે એ અદ્દબી દેખાતી હોય, તો ક્ષમા કરવાની વીનંતી છે—

આ પુસ્તકનો લખનાર વીદ્વાન નથી, શાસ્ત્રી નથી, કવી નથી, લેખક નથી માત્ર નાટયભૂમીનો સેજસાજ અનુભવી હોવા છતાં અનેક ભૂલોનો અધીકારી હશે ભૂલનેઆધીન બ્રંહાંડમાં સર્વ કોઇ છે. તો પછી મારા જેવા એક અલ્પ આત્માના કાર્યમાં ભૂલોની ભાવના દેખાતી હોય તો તેમાં કંઇ નવાઈ નથી.

મરહુમ શાસ્ત્ર ડાહ્યાભાઈ ધોળશાહજી જેવા વિદ્વાનના શરણુમાં રહી રાજકવી નથુરામ સુંદરજીનો સતસંગ કરી, નારણજી વસનજી જેવા બાહોશ લેખકથી સ્નેહ બાંધી, કેશવલાલ સામજી જેવા કવી રત્નની મીત્રતા કરી, અને મારા મરહુમ સ્નેહી રામનારાયણ પાઠકના સંબંધમાં ઉતરી તેઓ

સર્વેની અપૂર્વ કૃપાના આધારે મારા આ કર્તવ્યને આટલે સુધી ખીલ-વવા સદભાગી થયોછું વળી ભારતના અનેક અનેક વીદ્વાનોના અનેક પુસ્તકોનું વાંચન કરી. તેઓની પ્રસાદીનો પણ આ પૂસ્તકમાં સમાવેશ થએલો છે. જેથી પ્રથમ તે સર્વે વીદ્વાનો, કવીઓ, અને લેખકોનો અંતઃ-કરણ પૂર્વક આભાર દર્શાવું છું.—

લગભગ આજે ત્રીસ વરસ થયાં. ભાતૃભાવથી મારા ઉત્સાહી હૃદયને આશ્રય આપી વીશેશ ખીલવનાર અને મારા દરેક કાર્યમાં તન મનથી મદદ કરનાર મારા પરમ શુભેચ્છક શેઠ નારણદાસ કરસનદાસ અને ઔદાર્યદાતા શેઠ શામજીભાઇ જાદવજીભાઇનો આ કાર્યમાં પૂરેપૂરો ઋણી છું, કેમકે તેઓ દયાળુઓએ મારા આ પુસ્તકની અર્પણપત્રિકા પૂરાં સ્નેહથી સ્વીકારી, મારો સાદરથી સતકાર કર્યો છે —

વળી આ પુસ્તકના અગાઉથી ગ્રાહક બની મારી આશાવૃક્ષને કૃપા-વારીનું અમૃત સીંચી નવપલ્લવ બનાવનાર, વઢવાણ પોલીસ સુપ્રીટેન્ડન્ટ સાહેબ તુળજાશંકરભાઇ યાજ્ઞીક તથા શેઠ છગનલાલ ઉજમશી. ( એમ. ચુનીલાલ વાળા મુ. કરાચી ) તથા વૈદ્યરાજ હરીશંકર લાધારામ, વૈદ્યશાસ્ત્રી અમૃ-તલાલ કેશવજી રાવલ. ઠાકર ત્રીભોવન રામેશ્વર ( ઠાકર એન્ડ કો મુ. કરાચી ) રા. રા. પ્યારેલાલ વીઠલરાય મહેતા, રા. રા. દીનમણીરાય ચંદુલાલ મહેતા, અને ભાઇ ઓજીવલાલ પ્રેમાનંદ શાહ, તથા પરોપકારી શેઠ કેશવલાલ નાથાભાઇ તેલીનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું —

તદ ઉપરાંત, યથાશકિત મારો સતકાર કરી અગાઉથી પુસ્તક ખરી-દવામાં પોતાનું મુબારક નામ આપનાર સર્વે સ્નેહીઓ. મીત્રો, શેઠીઆઓ સગા અને સંબંધીઓ, તથા ખાસ મારા વતન ટંકારના અમલદારો અને વહેપારી વર્ગનો પૂરેપૂરો આભારી છું.

પ્રથમ આ નાટક વેચાણ તરીકે ગુજરાતના પ્રસીધ નટ પ્રાણસુખ હરીચંદ નાયકની શ્રી દયાનંદ નાટકસમાજને આપેલ, પરંતુ કાર્યવસાત, તે સંસ્થા મીસ્તર નાયકે બંધ કરી જેથી તેઓ ભાઇએ મને આ નાટક સર્વ હકથી છપાવી બ્હાર પાડવા ઉદારતા બતાવી છે અને તેથી તેઓ ભાઇશ્રીનો પણ હું અત્યંત આભારી છું.

છેવટમાં મારી જનસમાજ પ્રત્યે નમ્ર આજીજી એટલીજ છે કે, મારા આ પુસ્તકમાં દેખાતા દોષો કે પ્રુફસુધારવામાં થએલી ભુલ્ચુક તરફ દષ્ટી નહિ કરતાં, સર્વ વાંચકવૃંદ, જે કંઇ સારૂં જણાય તેનોજ સાદરથી સતકાર કરી હંસ પેઠે ગુણ ગ્રાહી થશે તો હું મારો પ્રયત્ન સફળ થએલો માનીશ.—

આભારી

**જટાશંકર સુંદરજી જાની.**

## કંદર્પ જીવન ગોળીઓ

શાસ્ત્ર આધારે લોકહીતાર્થે ઘણા શ્રમથી આ કંદર્પજીવન ગોળીઓ શોધી કાઢેલ છે. તે ગોળીઓ તમામ દર્દ ઉપર રામબાણ ઇલાજ છે. તેમાં પણ ધાતુની ક્ષીણતા સ્વપ્નદ્રાવ કુટેવથી ગએલ શકિત વિગેરે ઉપર આ અમારી કંદર્પજીવન ગોળીઓ એક આશીરવાદ રૂપ નિવડે છે. વિશેષ ખાત્રી માટે અમે અમારી શ્લાઘા નહિ કરતાં ફકત એક વખત અમારી એ દવા વાપરી અનુભવ કરવાની અરજ કરીએ છીએ.

યાદ રાખજો કે સીદ્ધની સીધાઈ અને ચમત્કારી દવાઓ કયાંક અજાણી જગ્યાએજ હોય છે. વીશેશ માહિતી માટે મંગાવો સુચીપત્ર અને હેંન્ડબીલો

વૈદ્ય શાસ્ત્રી

**લક્ષ્મીશંકર હરીશંકર ઠાકર**

મોરબી તાબે મુ. ટંકારા

---

**એંનલાર્જ, રંગીન કામ અને દરેક જાતના ફોટાઓ પાડનાર લગભગ ત્રીસ વર્ષના બાહોશ અનુભવી**

ફોટોગ્રાફર્સ

**ઠાકર એન્ડ કો.**

બંદરરોડ સ્વામીનારાયણ ચાલ મુ. કરાંચી

---

## ચમત્કાર ત્યાં નમસ્કાર

**વૈદરાજ જટાશંકર મુળજી આચાર્યની જાણીતી દવાઓ**

મહેરબાન સાહેબો—

અમારી આ ઔષધશાળામાં આજે લગભગ વીશ વરસ થયા અજમાવેલ અને અનેક રોગીઓને આરામ આપી આશીરવાદ મેળવેલ દરેક રોગની દવાઓ. જાતી દેખરેખથી પુરતી કાળજી સાથ ધ્યાન અને નીદાન કરી આપવામાં આવે છે ગેરંન્ટી સાથે સેકડે નવાણું ટકા સારૂં પરિણામ લાવીએ છીએ તેમાં પણ અમારે ત્યાં બનતો મલમ, અગ્નીદેવના સપાટામાં આવી દાઝેલ દર્દીને માત્ર ત્રણ પટી લગાડવાથી અલ્પ સમયમાં આરામ આપે છે વિશેષ માહિતી માટે લખો—

વૈદરાજ જટાશંકર મૂળજી આચાર્ય ઔષધાલય. માંડલ (જીલ્લો વીરમગામ)

( શ્રીમદ્ ભાગવત ભક્ત )

# મહારાજા પરિક્ષીત નાટકના

## પાત્રો.

**સુત્રધાર**—નાટકનો કર્તા
**નટી**—સુત્રધારની અર્ધાંગના
**બાળાઓ**—સુત્રધારની પુત્રીઓ

---

**શ્રી કૃષ્ણ**—પરમાત્માનો આઠમો અંશા અવતાર
**ધર્મરાજ, અર્જુન, ભીમ, નકુલ સહદેવ**—પાંચ પાંડવો–(હસ્તીનાપુરના મહારાજો)
**ઉત્તરાદેવિ**—અર્જૂન સૂત, અભીમન્યુની અર્ધાંગના પરિક્ષીતની માતા
**ઇરાવતી**—રાજા પરિક્ષીતની ધર્મપત્ની
**જન્મેજય**—રાજા પરિક્ષીતનો પુત્ર, (સર્પ યજ્ઞનો કર્તા)
**જયાદેવી**—અમાત્યપુત્રી પાછળથી જન્મેજયની સ્રી
**અશ્વત્થામા**—ગુરૂ દ્રોણાચાર્યનો શિષ્ય દુર્યોધનનો સહાધ્યાઇ. બ્રાહ્મણપુત્ર
**દ્રોણાચાર્ય**—પાંડવ અને કૌરવનાં ગુરૂવર્ય
**પૂરોહિત**—પાંડવના કુળગુરૂ
**અમાત્ય**—રાજા પરિક્ષતનો મુખ્ય પ્રધાન
**સમીકરૂષી**—એક તત્વજ્ઞાની મહાન રૂષી
**શ્રૃંગી**—સમીક રૂષીનો શીષ્ય, પરિક્ષીતને શ્રાપ આપનાર
**કળીયુગ**—કુકર્મી ચોથા યુગનો અધીશ્વર દેવ
**શુકદેવજી**—જન્મયોગી, ભગવંત વેદ વ્યાસજીના પુત્ર

## કોમીક પાત્રો.

**ગોપાલદાસ**—એક સાચો દેશભક્ત, જાગીરદાર
**ત્રીવેણી**—ગોપાલદાસની પુત્રી, અને અત્યંજ ઉધારક આર્યબાળા
**અમથારામશાસ્રી**—કામી, ક્રોધી, અને એક ધર્મઢોંગી બ્રાહ્મણ
**રામલો**—એક પૂર્વનો સંસ્કારી ઢેડ
**રૂપલી**—રામલાની બુધીશાળી ધણીયાણી
**નવછંદી**—અમથારામ શાસ્રીની નવી પરણેલ કુભારજા નારી
**નટખટ**—એક ઉઠાઉગીર જૂગારી અને નવછંદીનો યાર

શીવાય દાસ, દાસીઓ, સરદારો, પૂરજનો, ચોપદાર, માયાવી પ્રાણીઓ, ધર્મ, પ્રથ્વી, દેવતાઓ, તક્ષકનાગ, ઈંદ્રિ, અપ્સરાઓ, રૂષીઓ વગેરે—

## શ્રીકૃષ્ણ પ્રત્યે લેખકની પ્રાર્થના.



### ગજલ કવાલી.

ઇતનાં તો કરનાં સ્વાંમી, જબ પ્રાણ તનસે નીકલે,... ...ટેક

ચાહે ગંગાકા તટ હો, ચાહે યમુનાકા તટ હો;
એક સાંવરા નીકટ હો, જબ પ્રાણ તનસે નીકલે ... ...ઈતના૦

શીરપે મોર મૂગટ હો, કટીપે પીત્ત પટ હો;
વો સાંવરા મેરે ઘટ હો, જબ પ્રાણ તનસે નીકલે. ... ...ઇતના૦

સનમુખ સાંવરા ખડા હો, તીરછા ચરણ ધરા હો;
બંસીકી ધુંન ભરા હો, જબ પ્રાણ તનસે નીકલે. ... ...ઈતના૦

જબ પ્રાણ નીકલે તનસેં, તેરા નાંમ નીકલે મુખસે;
છુટ જાવે ઘોર દુઃખસે, જબ પ્રાણ તનસે નીકલે. ... ...ઇતના૦

આખરકી વખ્ત આનાં, નહિ કોઇ ભૂલ જાના;
બંસીકી ધૂન સુનાના, જબ પ્રાણ તનસે નીકલે. ... ...ઈતના૦

શૂરશ્યામકી અરજ હય, માનોં તો ક્યા હરજ હય;
બસ આપકી ગરજ હય, જબ પ્રાણ તનસેં નીકલે. ... ...ઈતના૦



## श्लोक.

आदौ देवकी देवगर्भजननम्, गोपी गृहे वर्द्धनम् ।
माया यूतन जीविताप हननम्, गो वर्धनो द्धारणम् ॥
कंसाच्छेदन कौरवादि हननम्, कुन्ति सुता पालनम् ।
एतच्छिमद् भागवत पुराण कथितम् श्रीकृष्णलीलामृतम् ॥१॥

ॐ तत्सत्

श्री

ગણેશાય નમઃ



( શ્રીમદ્ ભાગવત ભક્ત )

# મહારાજ પરિક્ષીત

## અંક પહેલો.

### સ્તુતિ

સુત્રધાર— શ્રી મંગલમય કરતા

જય વિજય વરદા સુભગ સુખદા, વીઘ્ન હરતાં— મંગલ
વિશ્વનાયક સત્ય સહાયક બ્રંમ મય બ્રંમાંડ મ્હાયક
નમું શ્યામ સુંદીર નામ, આનંદ ધામ, પૂરણ કામ
જય જય .... .... .... .... મંગલ

અહો! સર્વ વ્યાપી સર્વેશ્વરના શુભ સ્મરણમાં આજે આ મારી રંગભુમિને દિપાવનાર સુજ્ઞ શ્રોતાજનોનો સત્કાર કરવાનું તો તદ્દન ભુલીજ ગયો; ( સભાને પુષ્પથી વધાવિ ) દેવિ;

નટી—( પ્રવેશી ) આજ્ઞા! પ્રાણેશ;

સુત્રધાર—આજે, આ અત્રે પધારેલ પ્રિય પ્રેક્ષકો સમક્ષ મે જે નવિન નાટ્ય પ્રયોગ ભજવવા ઇચ્છા રાખી છે, તેની તમો તૈયારી કરો.

નટી— સ્વામિ; આજે ક્યા ચારિત્રનું ચીત્રપટ આલેખવા ઇચ્છા ધરાવો છો ?

સુત્રધાર—હસ્તિનાપુર પતિ પાંડવોના પ્રપૌત્ર, અને અભીમન્યુના સુત, મહારાજા પરિક્ષીતરાયનું ચારિત્ર આ જન સમાજ સમક્ષ રજુ કરવા ઇચ્છા છે,

નટી— વાહ ! વા; ઘણુંજ ઉત્તમ, જેના ગુણ ઇતિહાસમાં ગવાઈ રહ્યા છે, અને જે ગૌ બ્રાહ્મણની રક્ષા કરી, ધર્મ સ્થાપન કરનાર શુદ્ધ ક્ષત્રિય પુત્ર છે, તેવા યશસ્વિ મહારાજના ગુણનું દીગ્દર્શન જનસમાજને કરાવવું, એ તો આપની ફરજ જ છે. આવા ઉત્તમ કાર્યમાં આ દાસિને પણ કંઈ સેવા સુપ્રત કરો.

સુત્રધાર—પ્રથમ પરોપકારની ધ્વજા ધરનાર, અને શ્રીમદ્ ભાગવત જેવા પવિત્ર નાવથી સંસાર સમુદ્ર તરનાર તે પુન્યશાળી પૃથ્વી પતિ, મહારાજા પરિક્ષીતના યશોગાનથી પ્રેક્ષકોને પાવરધા કરી નાટ્યની શરૂઆત કરો.

નટી— જેવી આજ્ઞા; ( સુત્રધાર નટીનું, બાળાઓને ગાયન બોલવાની સંજ્ઞા કરી જવું. )

બાળાઓ— ગાયન

ધન્ય ધન્ય પૂરૂકુળ જાઆ, પર દુઃખહર પરિક્ષીત રાઆ
સૂર્યવંશ શૂરવીર સદ્ભાવે, જ્ઞાન ગંગામાં નાઆ
શ્રીમદ્ ભાગવત શ્રવણ કરીને પવીત્ર કીધી કાઆ— ધન્ય
પ્રથમ કળીની ધર્મ ધરાપર, પડી જે વારે છાઆ
ધર્મ ધુરંધર ગૌ બ્રાહ્મણની, વારે વેગે ધાઆ— ધન્ય

( જાય છે સીન ટ્રાન્સફર થાય છે )

# પ્રવેશ પહેલો

## સ્થળ–કુરૂક્ષેત્ર–પાત્ર–અશ્વત્થામા

**અશ્વત્થામા**–( મુડદાંઓનાં જુથ વચે અને ગીધડાં વિગેરે ક્રુર પ્રાણિઓની ચીચીઆરી મહિ હાથમાં ધનુષ્ય બાણ ગ્રહણ કરીને ક્રોધા વેશમાં રૂદ્ર રૂપે દેખાય છે, મોઢાપર બ્રહ્મ તેજની ઉજ્વળતા જણાય છે. )

છંદ

કુરૂ કુળનાશ તેં કિધું, અરે ઓ ઉધતી અર્જૂન
પીતાને મોંત તે દીધું, અરે ઓ ઉધતી અર્જૂન
ગુરૂ સમ દ્રોણના દ્રોહી, અરે ઓ ઉધતી અર્જૂન
ઉઠે છે આગ એ જોઈ અરે ઓ ઉધતી અર્જૂન
નહિ છોડું નહિ છોડું, અરે ઓ ઉધતી અર્જૂન
પાંડુના વંશને તોડું, અરે ઓ ઉધતી અર્જૂન

પાંચાળીના પાંચ પુત્રોને સંહારી હૃદયમાં બળતી વેરની ભયંકર જ્વાળાને શાંન્તિનાં જળનું કંઇ સિંચન થયું, પરંતુ જ્યાં સુધિ પિતા દ્રોણનો હંમેશાથી વિધ્વંસ કરનાર એ શત્રુ પાંડવોનું આ પૃથ્વીમાં એક પણ બુંદ છે બાકી રહ્યું ત્યાં સુધિ આ અશ્વત્થામાંનું બાહુબળ બધું છે પાણીમાં ગયું. ઓ ! સહાધ્યાયી દુર્યોધન ! તને અંતકાળે આપેલ પાંડવો વિનાની પૃથ્વી કરવાનું વચન હું પાળીશ. પ્રાણાન્તે પણ તારા વેરની વસુલાત વાળીશ. શ્રીકૃષ્ણની સહાયતાથી ઉન્મત થએલ ઓ ! ઉધતી અર્જૂન તારો તારા ભાઇઓનો અને છેવટ પાંડુવંશ જેમાંથી વિકાસ પામવાનો છે, તે અભાગણી ઉત્તરાના ઉદરમાં અભીમન્યુથી રહેલ ગર્ભનો નાશ કરી નીર્વંશ પાંડવો વિનાની પૃથ્વી કરૂં, ત્યારેજ મારૂં નામ અશ્વત્થામા ખરૂં ( બાણુને ઉદેશી )

છંદ

બ્રહ્માની ભુજાને દેદીપ્ય કરનારા અરે બ્રહ્માસ્ત્ર
પ્રચંડ વેગે પ્રલય કરનાર પિતામહના મહા બ્રહ્માસ્ત્ર
દયાળુ દ્રોણુ ગુરૂની પ્રસાદીના તત્વ હે બ્રહ્માસ્ત્ર
ચડાવું ધનુષ્ય રૂપ અશ્વે તને આજે અરે બ્રહ્માસ્ત્ર
તુરત જા તિર મારા ઓતરાનો ગર્ભ કાપી દે
અહો બ્રહ્માસ્ત્ર મારા વેરની વસુલાત આપિ દે

( બાણુ છોડતાં અવાજ અને વીજળીના જેવો પ્રકાશ પડવો. )

ગયું, ગયું, મારા બાહુબળનું સામર્થ્ય બ્રહ્માસ્ત્ર સુસવાટ કરતું વાયુના વેગે ગયું. અહા ! હવે, એ ઓતરાના ઉદરને ભેદી અંદર રહેલા પાંડવના વંશના અંશને વિદારશે. અર્જુન અને તેનો સહાયક કૃષ્ણુ મારાથી પડેલા ઘાવને બરાબર પીછાનશે.

છંદ

નક્ષત્રિ જેમ કીધી પરશુએ પૃથ્વી મહાબળથી
કરીશ હું તેમ પાંડવ વિણુ હા પૃથ્વી અરે બળથી
નહિ ફાવે, નહિ ફાવે કદીએ ક્ષત્રિ બ્રાહ્મણુથી
જશે શું નાગકાળી હામહારી નીચ ધામણુથી
પ્રતિજ્ઞા ભીષ્મના જેવી કરીને પાંડવો મારીશ
નહિ તો દેહ દુનિઆમાં કદી નહિં જીવતો ધારીશ

( જાય છે, અને અવાજ સાથે સીન ટ્રાન્સફર થાય છે )



# પ્રવેશ બીજો.

## સ્થળ—હસ્તિનાપુર

પાત્રો—શ્રીકૃષ્ણ, ધર્મ, અર્જુન, ભીમ, નકુલ, સહદેવ, દાસ દાસીઓ અને પાછળથી ઉત્તરા.

સર્વે— ( શ્રીકૃષ્ણનું ભજન કરતાં )

ગાયન

જય શ્રીકૃષ્ણ કૃપાનીધાનાં, શરણાગત દીન દયાળા
પાંડવ કુળ પ્રતીપાળ કૃપાળુ, ધર્મ ધુરંધર દાનાં...જય
દુષ્ટ દશાસંન દળી દુ:ખભંજન, ગંજંન ગર્વનો કીધો
અશ્વમેઘ યજ્ઞે અવીનાશી, વીજય અમોને દીધો
પતીતપાવંન અધંમ ઉધારણ, જયજય જાદવ માનાં....જય

શ્રીકૃષ્ણ—મારા પ્રિયસખા પાંડવો ! હવે, તમારો પરમ પુરૂષાર્થ પરિપુર્ણ થયો છે. ધર્મનો જય, અને અધર્મનો ક્ષય થતાં, તમોએ દુર્યોધન આદી આતતાઇ અસરોનો સંહાર કરી, ભૂમિનો ભાર હરિ, અશ્વમેધ અને રાજસૂ યજ્ઞ જેવા ઉત્તમ ફળનો અધિકાર ધરી આ સંસારમાં આવવાના સર્વે કાર્યોની સાર્થકતા કરી છે.

છંદ

દિપાવ્યું કુળ પાંડવનું ધરીને ધર્મનો ઝુંડો,
ઉતાર્યો ભાર ભૂમિનો ધરીને ધર્મનો ઝુંડો;
વરિ યશ માન, ને લક્ષ્મિ ધરી દશ દિશમાં નામ,
વિજયની આણ વરતાવિ થયું શુભ સફળ તમ કામ.

ધર્મ— પ્રભુ; તે સર્વ આપનિજ કૃપાનું પરિણામ છે. આપનાજ આશ્રયથી આ પાંડવ પુત્રોનું આજે ગવાતું નામ છે.

**અર્જુન**—ઓ ! ધર્મસ્થાપક ધરણિધર; પ્રભુ, વિજય પોતે વરતાવિ અમોને યશસ્વિ કરો છો. એજ આપની અવર્ણનીય દયા છે.

**ભીમ**— સંહાર સર્વેનો કરાવિ નિમીત અમોને બનાવો છો, એ પણ આપનીજ કાર્યકુશળતા છે.

**સ.નિ.**—ગૌ બ્રાહ્મણ અને સંત સાધુના રક્ષણાર્થે યુગે યુગ અવતાર ધરવો, તે પણ આપનિજ ફરજ છે.

**શ્રીકૃષ્ણ**—ધર્મવિર, ધર્મરાજ, મહાબાહુ, અર્જુન, વિશ્વવિજયી વકોદર, અને નમ્ર રદયના નિકુળ, સહદેવ, હવે મને આનંદથી રજા આપો. કારણકે દ્વારિકાનું કેટલુંક કર્તવ્ય બાકી છે, તે હવે હું પૂર્ણ કરવા ઇચ્છા રાખું છું.

**ધર્મ**— કૃપાનાથ, જવાનું કહેતાં જીવ્હા કેમ ઉપડે ? પાંડવ-પત રાખનાર પ્રભુ; એવો કયો હિણભાગી દેહ આત્માને અલગ થવા કહે ?

**શ્રીકૃષ્ણ**—પ્રિય પાંડવો; હું હંમેશાં તમારી સાથેજ છું, તમારી શુદ્ધ ભક્તિના પ્રબળ પ્રભાવથી તમે મને સચોટ સકડી લીધો છે. મારા અંતર આત્માઓ ! તમે મને સદાને માટે બંદિવાન કીધો છે.

**ઉત્તરા**—( દોડતિ આવી ) બચાવો, બચાવો બળબંધુ, દયાસિંધુ આ અભાગિણી ઉત્તરાને જલ્દી બચાવો. ( ચરણમાં પડે છે )

**શ્રીકૃષ્ણ**—શાન્ત; શાંન્ત, સતિ ? શાંન્ત. નિર્ભય રહો, આ કૃષ્ણની છાયામાં, અને મહાબાહુ અર્જુન આદી પાંચે પાંડવોની હૈયાતીમાં તમોને સતાવિ, દુઃખ દેનાર કોણ હરામી હસ્તી ધરાવે છે ? બોલો, બોલો; જલ્દી બોલો.

**ધર્મ**— બેટા, ધિરજ ધરી તમારી જબાન જલ્દી ખોલો.

**અર્જુન**—પુત્રી બોલ, બોલ. વિલંબ કરી, શત્રુ સંહારક અર્જુનના ઉછળતા રદયને દિલગીરીના કુહાડાથી નાહક નહિં છોલ.

**ભીમ**— ગદા, ગદા, તારૂં પૂર્વ રૂપ ધારણ કરી પૂત્ર અભિમન્યુની અર્ધાંગનાના અધમ અપરાધિને સજા આપવા સત્વર દોડ. ( અવાજ અને વિજળીનો ચમકારો )

**ઉત્તરા**— ( ગભરાતાં કૃષ્ણના ચરણમાં છુપાતાં ) ઓહ, ઓહ, ઓ, આવ્યું. બચાવો, બચાવો, કૃપાનિધાન કૃષ્ણ પરમાત્મા; આ સામેથી આવતા વિનાશકારી, તીવ્ર તિક્ષણ ધારી, અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બચાવો. આ અભાગિણીના ઉદરમાં વ્હાલા અભિમન્યુના અંશ રૂપ ગર્ભને છેદવા આવે છે. અગ્નીનો અંગાર વરસાવતું અશ્વત્થામાની ઉગ્રતાથી ભયંકર થાતું, એ બ્રહ્માસ્ત્ર મને ગભરાવે છે.

**અર્જુન**—( ચોંકી ) કોણ ! અશ્વત્થામા ? સતિ દ્રૌપદીનાં પાંચ બાળકોનો સંહાર કરી, બાળહત્યા કરનાર વિપ્ર ! મેં તને એક દિવસ દયા લાવી જતો કર્યો તો પાછોઆ પ્રયત્ન આદર્યો ? નહિ છોડું, નહિ છોડું, તને ગમે ત્યાંથી શોધિને પણ શિક્ષા આપ્યા સિવાય નહિં છોડું. ( જવું )

**ભીમ**— બ્રાહ્મણ થઇ ભ્રષ્ટ કૃત્ય કરનાર અશ્વત્થામા ! આજે આગદાના એકજ પ્રહારે જ્યાં હોઇશ ત્યાંથી પકડી પાયમાલ કરીશ ( તે પણ અર્જુન પાછળ જાય છે ).

**ધર્મ**—પ્રભુ; રક્ષા કરો. પાંડવોના વંશના અંશ રૂપ ઉત્તરાના ઉદર ગર્ભની, રક્ષા કરો. ( પાછો કડાકો અને ચમકારો થાય છે ) જુવો, જુવો, બ્રહ્માસ્ત્ર આવિ પહોંચ્યું,

**ઉત્તરા**—રક્ષા, રક્ષા, રંકના બેલી, અબળાના આધાર, દયાના સાગર, શ્રીનિવાસ, રક્ષા.

### ગાયન વાઘેશ્વરી

સહાય થાઓ શ્યામ સુંદીર, અબળાનાં આધાર
ધાઓ ધાઓ વીર વહેલા, વીશ્વપતી કરી વાર— ટેક૦
જુઓ જુઓ જગનાથ એ, બાંણુ આવે બળવાન
આગ અતી વરસાવતું, જલ્દી લેવા જાંન—સહાય૦
છેદાતાં ગર્ભસ્વાંમી, નહિં રહે દુઃખની ખાંમી
જશે પત પાંડવ ગાંમી, બચાવો હે બહું નાંમી—સહાય૦

(ગાયનને અંતે અવાજનું થવું, અંધકાર વ્યાપિ જતાં, શ્રીકૃષ્ણનું ઉત્તરાના ગર્ભમાં સુદર્શનથી રક્ષા કરતાં દેખાવું. બ્રહ્માસ્રનું અગ્ની વરસાવતાં આવવું, સુદર્શનના પ્રતાપથી બ્રહ્માસ્રનો પરાજ્ય, સર્વેની આશ્ચર્યતા.

**શ્રીકૃષ્ણ**--સબુર, નિર્દોશ ગર્ભનું છેદન કરનાર બ્રહ્માસ્ર, સબુર.
**બધા**-- શ્રીકૃષ્ણચંદ્રની જય.

ટેબલો.

---

## પ્રવેશ ત્રીજો

### સ્થળ—કવર જંગલ

પાત્રો—અશ્વત્થામા, અર્જુન, ભીમ

**અશ્વત્થામા**-- ( ખુશિ થતાં પ્રવેશી )

છંદ

થશે મુજ શાન્ત અંતરમાં પ્રજળતી હા અરે અગ્ની
થતાં નિરમુળ પાંડવનું વીષમતા વહિ જશે દ્રગની.
નથી ડરતો નથી ડરતો કદી છો કૃષ્ણ પણ આવે,
બ્રહ્માના બ્રહ્મ બળએ શસ્ર પાસે નહિ કદી ફાવે.
પિતાનું વેર વાળી સ્વર્ગમાં શ્રાધાંજલી આપીશ,
કરી નીરવશ પાંડવને પછીથી મસ્તકો કાપિશ.

( અવાજ થતાં ચમકારા સાથે બ્રહ્માસ્ત્ર આવી પગમાં પડે છે. )

હેં, આશું ! બ્રહ્માસ્ત્રનો પરાજય ? વિશ્વ રચનાર, વિશ્વ-નાયક, બ્રહ્માના પ્રચંડ શસ્ત્રને ભય ? કોણ છે, કોણ છે. વિધીની વીશાળ શક્તિને સતાવનાર કોણ છે ? ( સમાધીથી જોઇ ) જાણ્યો જાણ્યો, ગોવાળ, પાંડવોનો પ્રતિપાળ એજ આ અશ્વત્થામાના શીકાર શ્રી કૃષ્ણને પીછાણ્યો ઓહ.

છંદ

કયા ભવનો થયો વેરી, અરે ઓ કાળીયા કૃષ્ણ
છંછેડ્યો સાપ આ ઝેરી અરે ઓ કાળીઆ કૃષ્ણ
વીઘન વીષ પ્રેમથી પીધું અરે ઓ કાળીઆ કૃષ્ણ
કપટ છળ તાતથી કીધું અરે ઓ કાળીઆ કૃષ્ણ
ભ્રગુપતી પરશુના કોપે સંહારી જેમ ક્ષત્રી જાત
કરીશ હુ કૃષ્ણ તુજ સાથે પ્રપંચી પાંડવોની ઘાત

( બ્રહ્માસ્ત્ર લઈ જવા માડે છે )

**અર્જુન**–( સામેથી દોડતો આવી ) વારછે ? વારછે ? વીજયના ફોકટ બરાડા પાડનાર પાખંડી. સર્વેશ્વર શ્રીકૃષ્ણ અને તેના સખાઓનો સંહાર કરવાને હજુ વાર છે. જ્યાં સુધી હાથમાં આ ગાંડીવ ધનુષ છે. જ્યાં સુધી પાંડવ સહાયક શ્રીકૃષ્ણ છે, અને જ્યાં સુધી ધર્મવીર ધર્માત્મા ધર્મરાજના હાથમાં હસ્તીનાપુરની ગાદીનો ધર્મધ્વજ છે ત્યાં સુધી તારો વિજય તે આકાશ કુસુમવત છે.

**અશ્વત્થામા**—કોણ અર્જુન ? પીતા દ્રોણના દગાથી પ્રાણ હરનાર ગુરૂ દ્રોહી ? શરમાં, શરમાં આ અશ્વત્થામા સાથે બાથ ભીડતાં બુડીમર. ગુરૂની ઘાત કરનાર કુપાત્ર શરમાતો નથી અપરાધી છતાં ગુરૂ ભાઇ ઉપર શસ્ત્ર ઉપાડતા અચકાતો નથી.

**અર્જુન**—અચકાઉછું એથીજ અચકાવછું સતી દ્રોપદીના પાંચ પાંચ પુત્રોનો સંહાર કરનાર બ્રમ રાક્ષસ. આ મહા

બાહુ અર્જુન તારો નાશ કરતા તે દીવસ અચકાયો તે પણ ગુરૂ પુત્ર જાણી. હજુ પણ કહુંછું કે શસ્ત્ર છોડી શરણમાં આવ. નાહક આ વીર અર્જુનને હાથે બ્રંહ્મ હત્યા ન કરાવ.

છંદ

ગુરૂનો પુત્ર જાણી, પ્રાણનું બસ દાન આપું છું,
ગણીને બાળ બ્રાહ્મણનો, અભય સ્થાનેજ સ્થાપુ છું.

**અશ્વત્થા**—દાન ! અને તે તારા જેવા પીતૃદ્રોહી, ગુરૂદ્રોહી દુષ્ટ પાસેથી. નહિ નહિ આખા બ્રંહ્માડને પોતાની તીવ્ર શક્તિથી હચમચાવી મુકનાર આ વીર અશ્વત્થામા વ્યંડળના હાથનું દાન લેતો નથી પુરૂષ થઈ પાવૈઓ થનારથી બીતો નથી.

છંદ

પીતા પાછળ પ્રતિજ્ઞા છે કીધી વ્યંડળ તને હણવા,
ધરી છે બ્રંહ્મબળ શક્તિ, અધમ આજે તને હણવા;
ધનુષ ધ્વજ હાથમાં લીધો, વ્યંડળ આજે તને હણવા,
મહા યોગ સાધ્ય મેં કીધો, વ્યંડળ આજે તને હણવા.

**અર્જુન**—બસબસ.

છંદ

બકે તે બાયલા બીકણ, કરી શકતા નથી કાંઇ,
ભસે તે શ્વાન ફોકટમાં, કરી શકતા નથી કાંઈ;
ગરજતો મેઘ પણ વૃષ્ટી કરી શકતો નથી કાંઈ,
શુરાતન વીરનું વાતો, કરે વરતાય નહી કાંઇ.

છંદ

**અશ્વત્થા**—હતી વીરતા જો તારામાં ધર્યું શીદ નારીનું રૂપ,
વ્યંડળ બનતા વિરાટે, શીદ ભર્યો નહી કેમ તેં કુપ;
શુરાતન બધુંના બળથી, ગયુતું કેમ નાશીને,

પિતામહ ભીષ્મના કોપે, ગયો તો કેમ ત્રાશીને.
અવરનો ઓથ લઇને કઇકના શીર છેદનો કીધા,
પિતામહ ગુરૂ બંધુના ઓ, પાપી પ્રાણુ તે લીધા;
કરી કુળ નાશ પીતૃનો, હવે મગરૂર શું થાતો;
બુડી મર જીવતા જુલ્મી, પરાક્રમ ગુણુ શું ગાતો.

છંદ

અર્જુન—ઓહ........

કહી કુવાક્ય બાણોનો, ભયંકર ઘાવ તેં કીધો,
સપાટો શસ્ત્ર ગાંડીવનો, નથી તેં કોઇ દી લીધો;
ઉકાળી રક્ત મારૂ આગ તેં અંતર મહી કીધી,
ઉપાધી મોતની તેં મુર્ખ સ્હેજે છે વોરી લીધી.

છંદ

અશ્વત્થા—બકીને બોલવું ફોકટ, કુંફાડા મારવા મુકી,
થઈ જા શસ્ત્ર લઇ સામો, મહા રણુ જંગમાં ઝુકી.

છંદ

અર્જુન—પછાડુ પલકમાં પૃથ્વી, હવે બસ ધીર ધારૂ નહી,
મહા મદમસ્ત સોગન છે, કદી તુજ મદ ઉતારૂ નહી.

અશ્વત્થા—હુશીયાર.

અર્જુન—તૈયાર (બંનેનું યુદ્ધ) છેવટ અશ્વત્થામાનુ હાર ખાઇ પડવું.

ભીમ—( દોડતો આવી ) માર માર વિર અર્જુન, એ ઉન્મત બ્રાહ્મણને સંહાર. ( ગદા મારવા જાય છે, અર્જુન અશ્વત્થામા ઉપર બેઠો બેઠો અટકાવે છે. )

ટેબલો.

# પ્રવેશ ચોથો

## સ્થળ—કોમન મહેલ.

પાત્રો-રૂપલી, રામલો, ગોપાલદાસ ને પુરજનો.

**રૂપલી**—પોતાના મન તરંગમાં રમતી પ્રવેશે છે.

### ગાયન

રૂપલી રૂપલી રૂપલીરે
હુ તો રંગે રૂપે રૂડી રૂપલી. ટેક૦
જોબનના જોરમાં ચાલુ મલકાતી,
ઝાકે ઝલકાતી ને છાકે છલકાતી.
કોણુ કહે કરૂંપડીરે. .... .... હુતો.
ઢેઢીઓ ધંધો લાગે અળખામણો
લેરખડી રૂપલીને એ છે લજામણો.
શહેર સીમાડે ઝુપડીરે. .... હુતો.

**રામલો**—( પ્રવેશતા રૂપલીને જોઇને ) કેમ છે કંઈ ખામી આ મારા ભાણેજની મામીનો મીજાજ જોઓ હજુ તો આ રામલા ઢેઢની ધણીયાણી થઈ આવી છે પણુ કદાચ જો કોઇ શેઠ સાહુકારની શેઠાણી કે રાજા મહારાજાની રાજરાણી થઇ હોત તો કઈકને ટચલી આંગળી પર નાચ નચાવત અને આંખના ઈસારામા અધર ઉડાવત કેમ છે કંઈ ખામી ( પાસે જઈ ) અરે વાહરે મારી દીવાળીની ફટાકડી પ્રેમઘેલી પટાકડી આજ આ લટકો મટકો કરી કયા છેલ બટાઉને છેતરવા નીકળ્યા છો મારી મોહનારાણી.

**રૂપલી**—( કાન પકડી ) મેરમુવા મારવાડના ઉંટ જરા બોલતા શીખ બોલતા બીજો કોણુ તારો બાપ છેલ બટાઉ છે કે તેને છેતરવા જાઉ છું ખબડદાર જો એવું બોલ્યો તો તારી વાત તું જાણ્યો. હા.

**રામલો**—કેમ છે કાંઇ ખામી. જોઈશ્યો આ ઝાડુવાળીનો ઝપાટો ભગવાન પણ મહારો વ્હાલો ભારે ન્યાઈ છે હો, કે આવી વીસનગરની વાંદરીને ઠેકાણે રાખે છે અને ઢેઢની નાતમાં નાખે છે પણ જો ઉચ્ચ જાતમાં અવતાર આવ્યો હોતતો બાપના સોગન ખાઇને કહુ છુ કે આ જગ ભાભી રોજના સાત ખુન કરત સાત. કેમ છે કંઈ ખામી.

**રૂપલી**—અને તુ પણ કયાં ઓછો છે રડ્યા આં કેલા આખલા હજુ તો ઓળગાણો અવતર્યો છે પણ જો કોઇ પેલા કાંઠાનો જાંગલો થયો હોતતો મારા જેવી કઇકને રખડાવત અને મહારીની વાંદરી પેઠે નાચ નચાવત નાચ રાંડે જણીના રામલા.

**રામલો**—કેમ છે કંઈ ખામી રાંડ હુ રાંડે જણીનો તો તું કયા છે ભાંડે જણીની. જરા વિચારીને બોલ જેવો તેવો પણ તારો માટી છું માટી સમજી જીવતી જોગણી.

**રૂપલી**—તો મુવા મીઠા વિનાના બેલ હુએ તારી ઘરવાળીછું. ઘરવાળી કાંઈ નાતરૂ કરીને નથી આવી રડ્યા રાજા વડના રખેહળ.

**રામલો**—કેમ છે કંઈ ખામી રાંડ એક કહુ છું ત્યાં ત્રણ સંભળાવે છે ખેર હવે એ શીકોતેરને ઝાઝી છેડવામાં સાર નથી માટે ચાલ જરી મો મલકાવી મનાવી લઉ અને વખાણના ખોબે ને ધોબેથી વધાવી છાપરે ચડાવી દઉ ( હસીને ) હા હા હા હા રંગ છે રે મારી કામરૂદેશની કામણગારી રૂપલી એતો હુ તારી મશ્કરી કરતો હતો મશ્કરી. બાકી દુનીયામાં તારા જેવી બાયડી બનાવનાર મા દીકરીઓ હજુ હવે જણશે હવે. હા.

**રૂપલી**—હં હવે કેવો ઠેકાણે આવ્યો આ એમ છે. દમ વિના દુનિયામાં કોઈ પાંશરૂ થતું નથી. લે ચાલ હવે ઉની ઉની ઘેહ અને શેવવડીનું શાક કર્યું છે તે શીરાવી લે.

રામલો—( હસીને ) હા, હા, હા, હા, એ તો ઠીક પણ એક બકી તો દે બકી.

રૂપલી—જા જા રડ્યા રસ્તામાં તે આમ છેક શું જાય છે છકી.

રામલો—હં તું પણ છે પકી તો આજ હું પણ તને નહી છોડું લીધા વિના બકી માટે ( બકી લેવા જાય છે )

રૂપલી—( ધકો મારી ખસી જઈ ) જા જા આઘો જા.

ગાયન.

બકીને માગતા છકી શું જાય લાલ
રંગીલી રૂપલી આવે છે આજ વહાલ

રામલો— આડી આંખડલીનો વાગ્યો છે ઝટકો
ખુબી ભર્યો બસ વહાલીનો ખટકો

રૂપલી— આઘા રે આઘા રે ચાલ્યો શો ચટકો
ભુડી છું તો જાઓ બીજે જઈ ભટકો. બકી.
છેટારો છેડો નહી કહુ છું પુરીછુ પકી

રામલો— છેલ છોગાળો નહી છોડશે લીધા વિના બકી.
ભાઇ ભાઈ લીધા વીના બકી. ( ૨ ) બકી.

( બંને જવા લાગે છે અને સામેથી આવતા અમથારામ ઉટાંટ શાસ્ત્રી વયોવૃદ્ધ શીવ પુજન કરવા જતા અથડાય છે. )

શાસ્ત્રી—ઉ હુ હુ હુ હુ હું કોણ રામલો ને રૂપલી હત તારૂં નખોદ જાય અલ્યા રસ્તામાં આંખો બંધ કરીને ચોમાસુ ચરેલ આખલાની પેઠે આથડતો ચાલે છે તે જરા ધ્યાન તો રાખ. મહારાંડના મારો શીવ પુજનનો સામાન ખરાબ કર્યો ને બ્રાહ્મણને ભ્રષ્ટ કર્યો માળા મરકટ.

રામલો—ઓ હો ! કોણ અમથારામ ઉટાંટ શાસ્ત્રી ( હસીને ) એ માફ કરજો ગોરબાપા માફ કરજો.

શાસ્ત્રી—કર્યું માફ તારા બાપનું કપાળ મહારાંડના આ તારા ડોહાને નુકશાન થયું અને ફરી ન્હાવાનું રહ્યું તેનું કેમ.

રામલો—એ તો બધુ એમનું એમ. હવે ચાલ્યા જાઓને સારા ભાઈ ઓ કઈક બજારમાં જતા અજાણમાં

અથડાઈ પડતા હશે. શાસ્ત્રી મહારાજ અમને અડકવાથી તમાશમાં આભડછેટ શી આવી એ તો બતાવો ભગવાનને ઘેરથી આવેલ આપણે સહુ સરખાજ છીએ તમે પવિત્રતાનું પુછડુ વધારે લઇને આવ્યા છો એવું તો કંઈ દેખાતું નથી. પુછડું તો કંઈ પરખાતું નથી. ( આમ તેમ જુવે છે. )

**શાસ્ત્રી**—હરામખોર ફાટચોકે એકતો અથડાઇને મને અભડાવ્યો અને પાછો ઉપરથી સફાઈ બતાવી સીદ્ધ થાય છે અને મને પુછડાવાળુ જનાવર બનાવવા ચહાય છે તારી જાતના હરામી ઢેઢ.

**રૂપલી**—બેહો બેહો બુઢા કાકા બોલતા બોલતા બહુ છકતા જાઓછો કે. સીધેસીધા માન જાળવી ચાલતા થાઓ નહી તો કાંઈક સાંભળશો.

**શાસ્ત્રી**—સાંભળ્યું સાંભળ્યું તારી માનું નાતરૂ રાંડ ઝાંપડી, થપડ મારીશ એક તો પડીશ પણે જઇને છેક નથી ઓળખતી આ અમથારામ ઉટાંટ શાસ્ત્રીને ( લાકડી ઉપાડે છે. )

**રામલો**—કેમ છે કંઈ ખામી (લાકડી પકડી પ્રકાશ) હં હં બુઢા કાકા હવે બસ કરો.

**શાસ્ત્રી**—(વધારે ચીડાઇ) છેટો મર છેટો મહારાંડના પાછો અડકે છે.

**રૂપલી**—અલ્યા રામલા આ ડોહાનો દહાડો ફર્યો લાગે છે માટે ચમતકાર વિના નમસ્કાર નહિ થાય કહેતો એક યુકિત અજમાવું.

**રામલો**—વળી યુકિત કેવી.

**રૂપલી**—જરા જોતો ખરો ( શાસ્ત્રીને બાથમાં લઇને ) હં હં સ્વામીનાથ. આશુ કરો છો આ તમારી નારી ઉપર ગુસો શા માટે ધરો છો. જરા શાન્ત થાઓ બેસી જાઓ.

**શાસ્ત્રી**—મુકીદે મુકીદે અરે કહુછું કે મુકીદે રાંડ શીકોતેર કોને સ્વામી

નાથ કહે છે હું શાસ્ત્રી ષડશાસ્ત્રમાં પુરો તેની આબરૂનો આમ ગળે પડી કરવા ધારે છે ચુરો. રાંડ ચુડેલ.

**રૂપલી**—નહિ નાથ આપ મારા પતી, આપ મારા પ્રભુ, આપને હુ કેમ ન વળગુ. આજેતો આપ આપના ખરારૂપમાં ખરાબર આવ્યા છો તો કેમ છોડુ મારા ભરથાર (જોરથી બાઝે છે)

**રામલો**—કેમ છે કંઇ ખામી.

**શાસ્ત્રી**—છોડીદે છોડીદે મારી ઓરમાનમા, મને છોડીદે, કોઈ જોશે તો મારી ફજેતીના વાવટા ચડશે રાંડ ડાકણ છોડ નહિતો મારીશ કે મરોશ !

**રૂપલી**—નહી વાલા આપને મરવા નહિ દઉ મને મારવી હોય તો ભલે મારો. પણ હુ તો હવે સંગ નહિ છોડુ તમારો.

**રામલો**—કેમ છે કંઈ ખામી !

**શાસ્ત્રી**—ચંડાળ ઢેઢડી નથી જ છોડતી તો લે લેતી જા.

( મારવા લાગે છે. )

**રૂપલી**—મારી નાખો મારી નાખો પરંતુ હુતો આપને નહિ જ છોડું સ્વામીનાથ.

**શાસ્ત્રી**—સત્યાનાશ, અરે કોઈ આવો આવો આ બલાથી છોડાવો.

**ગોપાળદાસ**—( માણુસો સાથે પ્રવેશીને ) શું છે શું છે રસ્તામાં આ શી ધાંધલ છે શાસ્ત્રીજી રામલા આ રસ્તામાં શી ધમાલ મચાવી છે.

**રામલો**—( હસીને. ) બાપજી હુ શું જાણું પુછોને આ ધણી ધણીયાણીને.

**શાસ્ત્રી**—હત ! તારૂ નખોદ જાય.

**ગોપાળ**—રૂપલી રૂપલી આ શું કરે છે શાસ્ત્રીજીને શામાટે સતાવે છે.

**રૂપલી**—ક્ષમા કરો બાપજી. જુવોને આ મારા પતી મારો તિરસ્કાર કરે છે અને નાહક મને મારવા ધસે છે.

( શાસ્ત્રી નીચુ ઘાલે છે. )

ગોપાળ—આશ્ચર્ય ! આ શું બોલે છે ? આ બ્રાહ્મણ તે તારો ઢેહડીનો ધણી ?

રૂપલી—જી હા, આજેજ તેમે મારાથી ચોરી કરી છે.

શાસ્ત્રી—જુઠું બોલે છે, જુઠું બોલે છે; રાંડ ગળે પડે છે, એક તો મારી સાથે અથડાઈ મને અભડાવ્યો, અને પાછો પતી ઠરાવે છે.

ગોપાળ—રહેવા દે, રૂપલી રહેવાદે, એ બ્રાહ્મણને છોડી દે,

રૂપલી—મહારાજ છોડું તો કેમ ? ઘણા દીવસે હાથે આવેલ હૈયાના હારને હવે મુકું તે કેમ ? એતો મારા નાથ છે, અંતરનો આધાર છે.

શાસ્ત્રી—મુકી દે મારી મા મુકી દે, હું તારા પગે પડું છું તારા ચરણમાં માથું ધરૂ છું. ( પગમાં પડે છે )

રામલો—કેમ છે કંઈ ખામી ?

રૂપલી—(શાસ્ત્રીજીથી છેટે ઉભી રહીને) હં હં શાસ્ત્રીજી મહારાજ આ શું કરો છો બ્રાહ્મણ થઇ મારા પગમાં પડી મને પાપમાં કેમ નાખો છો ઉઠો, ઉઠો, બેઠા થાઓ.

ગોપાળ—રૂપલી આ બધી ધાંધલની મતલબ ?

રૂપલી—બાપજી ક્ષમા, અમો ધણી ધણીયાણી જતા હતા તેવામાં એ શાસ્ત્રી મહારાજ આંખો ઉઘાડ્યા વિના આવી અમોને અથડાઇ પડ્યા અમારો અપરાધ નહી હોવા છતાં ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા ક્રોધ અને કાળને વશ થઈ મારવા લાગ્યા આપ અને શાસ્ત્રી મહારાજ સારી પેઠે સમજો છો કે ક્રોધ અને કાળ એતો અમો ચાંડાળનું સ્વરૂપ છે, અને એ સ્વરૂપનું ખરૂ રૂપ શાસ્ત્રીજીમાં દેખાવાથી ક્રોધ અને કાળરૂપ શાસ્ત્રીજીને પતી માની હું તેમને ભેટી પડી. અને શાન્તી આપવા લાગી કહો એમાં મારો શો અપરાધ છે કૃપાનાથ ?

રામલો—( ખુશી થઇ ) અરે રંગ છે રે મારી રૂપલી કેમ છે કંઈ ખામી ? શાસ્ત્રી મહારાજ સાચું છે ને આપ જેવા

બ્રાહ્મણના ખોળીઆમાં તે અમારો વાસ શોભે બાપજી ?

( શાસ્ત્રી શરમાય છે. )

**ગોપાળ**—આહાહાહા કેવા ઉંચા વિચાર, નીચ જાતીમાં અવતાર લઇ, ઉત્તમ જ્ઞાન ધરાવનાર રૂપલી ધન્ય છે તારી બુદ્ધીને પરંતુ હવે જા, અને ફ્રી કોઈનું પણ આવી રીતે અંતઃકરણ દુભાવવાનો અવળો માર્ગ લઈશ નહી.

**બન્ને**—બહુ સારૂ બાપજી (જતા,) કેમ છે કંઈ ખામી ?

**ગોપાળ**—શાસ્ત્રી મહારાજ ? આપ બ્રાહ્મણ છો વળી વિદવાન છો છતા કામ ક્રોધને તજી શકતા નથી એ જોઈ ઘણીજ દીલગીરતા ઉપજે છે. જ્યારે જગતગુરૂ બ્રાહ્મણ જ તત્વજ્ઞાનને નહી સમજે ? પ્રાણી માત્ર ઉપર સમાન દ્રષ્ટિ નહી દાખવે ? તો પછી બીજા કોને કહી શકાશે. અલબત આદય અનાદયથી ચાલ્યા આવતા વર્ણાશ્રમનું પરીપાલન કરી સ્વધર્માલંબી થવું, પરંતુ રદયથી તો સર્વપર સમાન દ્રષ્ટી રાખી નીચને પણ સતકર્મથી ઉંચ બનાવવાનો યત્ન કરવો એ બ્રાહ્મણનો ધર્મ છે શું નારદજીએ વાલીઆ ભીલને બ્રહ્મજ્ઞાન આપી વાલમીક રૂષી નથી બનાવ્યા ? શું અજામેળ જેવા અધમ ચાંડાળનો ઉધાર બ્રાહ્મણના તત્વજ્ઞાનથી નથી થયો ? વિચારો જગતના સ્થંભ તમારૂ આદી કતવ્ય વિચારો ? અને દુનીયાને અજ્ઞાનના અંધકારમાંથી ડુબતી તારો. જ્યાં સુધી બ્રાહ્મણ જ્ઞાતીજ ઐક્યતા ઉપર આવશે નહી ? જ્યાં સુધી બ્રાહ્મણો પોતાના ઉદર પોષણ માટે અવળે રસ્તે દુનીયાને દોરતા અટકશે નહી ? અને જ્યાં સુધી શુદ્ધ ભાવથી સૃષ્ટીને સવળે રસ્તે દોરસે નહી ? ત્યાં સુધી આ આર્યાવૃત્તની ઉન્તી કદાપી થશે નહી. જાઓ ફ્રી આવી અજ્ઞાનતા ચલાવશો નહી ? અને ક્રોધને વશ થઈ આવી ગરીબ જ્ઞાતીને નાહક તમારી શુદ્ધતાની સફાઇથી દબાવશો નહી. ( જાય છે ).

**શાસ્ત્રી**—બહુ સારૂ મહારાજ ( જતા ).

### દોહરો

મહા રાંડને મારગ માંહે, ફજેતી કીધી પુરી,
આ ધોળામાં ધુળ નાખીને, દશા કીધી છે બુરી;
ઉંચ જાતીની અધમ જાતીથી, જો અથડામણ થાય,
જાય નહી કંઈ નીચ તણું પણ, ઉંચ અતી પસ્તાય.

માટે ચાલ જીવ ત્રીવેણીમાં સ્નાન કરી શુદ્ધ થાઉં.

### ગાયન

વખત આવ્યો આ કેવો, બકરી વાઘ દબાવે એવો,
ઇન્સાફ જઇ ક્યાં લેવો, ભંગી થાશે બ્રાહ્મણ જેવો;
એઠું ખાવું એક આસને, ભેગા બેશી ભાઈ,
કોણ નીચ ને કોણ ઉંચ સહું સમાન સમજે આંહી.
ગોસમોટાળો થઓ ગજબ, આ કહેવાય કોઇને નાહી,
ભાઈ ભાઈ કહેવાય કોઇને નાહી. ( ૨ )          વખત

---

# પ્રવેશ પાંચમો.

---

## સ્થળ–હસ્તિનાપુરમાં ઉત્તરાનું અંતહઃપુર.

**પાત્રો**—ઉત્તરા, દાસીઓ, શ્રીકૃષ્ણ, પાંડવો, અને અશ્વત્થામા, બંદીજનો, પુરોહીત વીગેરે.

**ઉત્તરા તથા દાસીઓ**—( પડદો ઉપડતા મંગળનાદના વાજીંત્રો વાગે છે. અને રત્ન જડીત્ર ઝુલે પરીક્ષતને સર્વે ઝુલાવે છે અને ગાય છે.)

### ગાયન.

માતા ઉત્તરા ઝુલાવે પુત્ર પારણે રે,
ગાતાં ગુણીજન ગુણના મંગલ મનહર ગાન;—ટેક૦

થાતાં ઉદય પુરૂકુળનો નવલો આ ભાણુ,—ચિરં૦
ધન્ય ધન્ય અભયમન્યુનાં રહો ચીરંજીવ લાલ.
રક્ષા કરે સદા પાંડવપત પાલનહાર.—માતા૦

**ચોપદાર**—(ગાયનને અંતે અંદરથી) જય જય ધર્મવીર ધર્માત્મા મહારાજ ધર્મરાજને ઘણી ખમા.

**૧ દાસી**—દેવી, વડીલશ્રી, ધર્મરાજ પોતાનાં બંધુઓ! તથા શ્રી કૃષ્ણચંદ્ર સહીત આપને અભીવંદન આપવા અને કુમારશ્રીનું મુખારવીંદ જોવા પધારતા હોય તેમ જણાય છે.

**ઉત્તરા**—અહો ધન્યભાગ્ય, (શ્રીકૃષ્ણ સહીત સર્વે આવે છે.) પધારો પ્રભુ પધારો, આપનાં કૃપામૃતથી પુનરજીવન પામેલ આ ઉત્તરા આપને અભીવંદન કરે છે.

**શ્રીકૃષ્ણ**—આયુષ્યમાન રહો દેવી, આજે મારા ભક્તના વંશની વેલ વધેલી જોઇ, હું બહુજ પ્રશન્ન થાઉંછું, મહારાજ ધર્મરાજ તમારી ધર્મવૃત્તિનું જ આ ફળ છે, મહાવીર અભેમન્યુનું આ અપૂર્વ પ્રભાવશાળી બળ છે, આ કુમારથી આપના કુળની કીર્તી ચંદ્રકળા પેઠે દીન પ્રતીદીન વૃદ્ધી પામશે, પુરૂકુળ પ્રભાવ, અવીછીન જામશે.

**ધર્મરાજ**—કૃપાનાથ એ સર્વે આપનીજ દયાનું પરીણામ છે અમારા અહોભાગ્ય કે આજે પુત્રને ત્યાં, પુત્ર પ્રાપ્તીના ઉત્તમ આનંદને અવલોકીએ છીએ.

**ચોપદાર**—મહારાજા ધીરાજ બહાર પુરોહીતજી, પોતાના શીષ્યો સાથે પધારેલ છે, અને અંદર આવવા આજ્ઞા માગે છે.

**ધર્મરાજ**—આદરસત્કારથી અહીં બોલાવી લાવો, (ચોપદારનું જવું) આગમ હજુ સુધી મહાબળી ભીમ, અને અર્જુનનું અશ્વત્થામાને મ નહીં થયું હોય ? આવેશમાં આવી અત્યાર સુ નકડી, લાવવા ગયા તે ગયાજ ગયા, નથી કંઈ ખબર, કે નથી કંઈ અંતર.

**પુરોહીત**—દેવી, ધ્યાંનથી જોવા દીયો, ( ધ્યાન ધરી જોઇને ) ઓહો ધન્ય, ધન્ય, ધર્મરાજ ! તમારા ધન્યભાગ્ય, આ કુમાર તો કોઈ દૈવી સ્વરૂપ છે, સાક્ષાત શ્રીહરી વીષ્ણુનું તેને અભયદાન છે. ગર્ભસ્થાનમાં, તેને પ્રભુનો સાક્ષાતકાર થવાથી, આ દુનીયામાં આવ્યા છતાં પણ, હજુ ગર્ભમાં જોએલ, પ્રભુને શોધ્યા કરે છે; અને ગર્ભમાં જોએલ, એ મનોહર મુરતીની, વારંવાર પ્રતીક્ષા કરે છે, માટે મારો આપને આગ્રહ છે કે આ બાળકનું નામ, આપ પરીક્ષીત પાડજો, એ શીવાય બીજું નામાભીધાન નહી ધારજો.

**ધર્મ**—અસ્તુ, મહારાજ આપની આજ્ઞા શીર સાવદય.

**અર્જુન**—( ભીમ સાથે આવી, અશ્વત્થામાને કેદી અવસ્થામાં પકડી લાવે છે. ) મહારાજ આ આપનો અપરાધી અશ્વત્થામા.

**ભીમ**—હા, કે જે બાળહત્યા કરનાર રાક્ષસ, છુપાઈ બેઠો છે બ્રાહ્મણ અવસ્થામાં.

**શ્રીકૃષ્ણ**—અશ્વત્થામા ? એક વખત સતી દ્રૌપદીના પાંચ પુત્રોનો સંહાર કરવા છતાં, તને ગુરૂપુત્ર જાણી, મહાબાહુ અર્જુને, અભયદાન આપી છોડી મુકયો, છતાં ફરી પણ, તું તારો દુષ્ટ દાવ ચલાવવામાં, ન ચુકયો ? દ્રોણુ જેવા પવીત્ર ગુરૂના પાપી પુત્ર ? તારી મતી એવી ગતી કેમ કરે છે ? શૂરવીરતા સમોવડીયાથી બતાવવી છોડી, બીચારા નિર્દોષ બાળકોની હાની શામાટે કરે છે ?

**અશ્વત્થામા**—કૃષ્ણદેવ, હું ભુલ્યો, મારી મતી ફરી ગઇ, પીતાના વેરનો અને દુર્યોધનને આપેલ વચનનો બદલો, બાળકોને હણી લેવામાં મારી મહા મુર્ખતા છે, હવે હુ પ્રતિજ્ઞા લઈ કહુ છું, કે ફરી આવું આચરણ કદાપી નહી કરૂ, માટે ક્ષમા કરો.

**શ્રીકૃષ્ણ**—( સ્મીતહાસ્યથી. ) અર્જુન ?

**અર્જુન**—આજ્ઞા મહારાજ.

**ભીમ**—નહિ, કૃષ્ણદેવ, નહિ, આપની ઉદારતા એટલે જ રાખો. મહારાજ, આ બ્રહ્મરાક્ષસને તો આજે હુ મુકવાનો જ નથી, તેના પાપી ખોળીઆપરથી તેના મલીન મસ્તકને ઉતારવાનું ચુકવાનો જ નથી, માટે જરા પણ દયાના દાતાર ન બનશો.

**ધર્મ**—હં હં ભાઇ ભીમ, આ શું કરે છે, પ્રભુની આજ્ઞાનો અનાદર આપણાથી થાય ?

**શ્રીકૃષ્ણ**—કંઇ નહી, કંઇ નહી, ધર્મરાજ, વકોદર મને જેટલો પ્રીય છે તેટલાજ તેના વચન પણ મને પ્રીય છે. વીર અર્જુન ? મારી ઇચ્છા એ છે, કે આ અશ્વત્થામાનો અપરાધ ક્ષમા કરી, તેને છોડી મુકો.

**ભીમ**—પણ મહારાજ ! કંઇ પણ શીક્ષા વિના. આ શ્વાન જશે, તો જરૂર જાણજો, કે પાછું જાતી પ્રમાણે, એતો કરડવાનુંજ કર્તવ્ય કરવા તૈયાર થશે.

**શ્રીકૃષ્ણ**—( સ્વગત) હા ભુલ્યો, અશ્વત્થામાના મસ્તકનો મણી મેળવવાનું ચુકયો. ( પ્રકાશ ) વહાલા ભીમ તારૂં કહેવું યથાર્થ છે. અપરાધીને, એના કૃત્ય પ્રમાણે નહી, તોપણ યતકિંચીત્ શીક્ષા તો થવીજ જોઇએ. તારી સલાહ સર્વોત્તમ છે, મારે તે માન્ય કરવીજ જોઇએ.

**ભીમ**—( ખુશી થઇ ખોંખારી ) કેમ મોટાભાઈ ! મારૂ કહેવું શ્રીકૃષ્ણે કબુલ કર્યું કે નહી.

**ધર્મ**—કેમ ન કરે ? તું તો તેનો સાચો ભક્ત છેનાં ?

**ભીમ**—પ્રભુ, હવે કહો, આ મફતનો માલ ખાઈ, મસ્ત થએલ બ્રાહ્મણને શી સજા કરવા ધારો છો ?

**શ્રીકૃષ્ણ**—વીશેષ કંઈ નહી, તેને પહેરેલું બ્રહ્મસુત્ર છીનવી લઈ, તારા હાથના એકજ ઝપાટાથી, તેના મસ્તક

પર શીખાનો બાંધેલ મુકટ જોવતાંજ ખેંચી કાઢે, એ વાળના ગુછાને, મુળ સહીત ઉખેડી કાઢી, બ્રાહ્મણ-પણાથી અલગ કરી, શહેર બહાર ધકેલી કાઢ.

**ભીમ**—આજ્ઞા પ્રભુ. (બાંહો ચડાવીને) ચાલ પાપી તૈયાર થા. (જનોઈ તોડી કાઢી લે છે.)

**અશ્વત્થામા**—નહિ, પ્રભુ ક્ષમા ધરો, ક્ષમા ધરો, મારી બ્રહ્મ શીખાનો સદંતર નાશ ન કરો.

**ભીમ**—દ્રોણના દુષ્ટ પુત્ર, તું શીખા સુત્ર ધારણ કરવાનો અધીકારી નથી. બ્રાહ્મણ મટી બ્રહ્મરાક્ષસનું કામ કરનાર કર્મ ચાંડાલ? જ્યારે તું તારી શીખાના નાશ માટે આટલો હતાશ થાય છે, તો બીચારા બાળકોનો સંહાર કરતા કેમ નહોતો કંપ્યો? દુષ્ટ ચાલ તૈયાર થા, તારા પાપનો પસ્તાવો કરતો વિદાય થા. (શીખા ખેંચે છે.)

**અશ્વત્થામા**—ઓહ, હાય, (શીખા ખેંચતા અવાજનું થવું) મસ્તકમાંથી મણી સાથે શીખાનું નીકળવું, પ્રકાશનું પડવું, રૂધીરનો, મસ્તકમાંથી ફુવારો છુટવો, અશ્વત્થામાનુ રૂધીરથી ભીંજાવુ. ભીમને હાથેથી શ્રી કૃષ્ણને મણીની ભેટ સર્વની આશ્ચર્યતા.

ટેબલો.



# પ્રવેશ છઠો.

## સ્થળ–કવર જંગલ.

**પાત્રો**—અશ્વત્થામા, અને ગુરૂદ્રોણનું દૈવી સ્વરૂપ.

**અશ્વત્થામા**—(લોહીથી ખરડાયેલો પ્રવેશ કરે છે)

### ગાયન.

વેર તણી વહનીમાં ધાઓ,
કાજળ કર્મ પ્રવાહેં ન્હાઓ;
બાળહત્યા કરી, હું ન ધરાઓ.

### સાખી.

અંધ થઇ અભીમાનમાં કર્યો ધર્મ વિધ્વંશ
પંથ પાપનો વેરતા થયો કાળનો ડંશ
ફોકટ ફંદ કરી નહી ફાવ્યો
મરકટ બની મણી મુગટ ગુમાવ્યો. વેર

### છંદ.

કરણી કરો તેવી ભરો, એ કુદ્રતી છે કાયદો
વેરની વહની મહીં, આખર લીધો આ ફાયદો
બ્રાહ્મણ તણી નીજ દેહધારી, ગર્વનો ગ્રાહક થયો
રત્ન રોળ્યું રાખમાં, અવતાર હા એળે ગયો.

( મસ્તકમાં આંચકો આવતાં ) ઓહ, નથી સહેવાતુ, નથી રહેવાતું, બ્રહ્મરૂદ્રમાં થતી તીવ્ર વ્યાધીની ઉપાધીનું દુખ નથી કહેવાતું, પાપી શરીરના અણુંએ અણુંમાં, આધી, વ્યાધી અને ઉપાધીનું શ્યામરાજ્ય સ્થાપાઈ ગયું છે, નથી સમજાતુ કે, આ ભ્રષ્ટ શરીર હજુ સુધી શામાટે ટકી રહ્યું છે.

### છંદ.

ધરતી દયા ધરી માર્ગ દે, આ દુષ્ટ દેહ દફનાવવા,
આકાશ હા આ ઘાત કર, પૃથ્વી મહી મને ચાંપવા;

વીજળી, ઓ વેગથી, આ મલીન માનવ ખાખ કર,
વનનાં અરે વનરાજ, સત્વર આવીને સંહાર કર.

નથી, નથી, કોઈ કંઈ કરતું નથી. ક્યાંથી કરે; અધમ અપરાધીનો નાશ કરવાની દયા, એ શા માટે ધરે.

છંદ.

પહાડો વનો વેરાંન સહુ, મુજ દોષ દરશાવી રહ્યા,
ચંદ્ર સુરજ વાયુ સહુ, ધીક્કાર વરસાવી રહ્યા;

વરસો, વરસો, ત્રાસના તોફાની વરસાદ, વેરની વસુલાત લેવા, પુષ્કળ વરસો. સુર્ય ? તારા તીવ્ર તાપથી તપી મારી બેહદ વ્યાધીને વધાર. વાયુ ? તારા ઠંડાપણુ મસ્તકમાં પડેલા કારી ઘાવ ઉપર આઘાત રૂપ થતા, પવનના સુસવાટથી, આ બાળ હત્યારાના બ્રંહ્મારૂદ્રને હચમચાવી દે. પહાડો ? અને વૃક્ષો ? આવો, આવો, આ રંક બાળકનું રૂધીર પીનાર પીશાચપર તમારૂં જોર અજમાવો, નહી આવો ? કોઇ નહી આવો ? ક્યાંથી આવો.

છંદ.

ચંડાળના આચરણથી, ધ્રુજે ધરા અકળાઇને,
વિશ્વની હા સર્વ વસ્તુ, કોપી છે કચવાઇને;
યમરાય પણુ આ અધમથી, અભડાય છે અતી અડકતા,
દેવ, દાનવ, યક્ષ કીનર, ભ્રષ્ટથી રહે ભડકતા,

( મસ્તકમાં ફરી આંચકો આવવાથી ચક્કર ખાઇને ) ઓહ, જુવો ચકર આવે છે, પ્રાણુ પાણી માટે આતુરતા ધરાવે છે. લાવો ? લાવો ? કોઈ એક પ્યાલો પાણી તો પીવરાવો ? પ્રાણુ સોસાય છે. કંઠ રૂંધાય છે. પિતા, પિતા, સીદ્ધીના સ્થંભ-રૂપ ગુરૂદ્રોણુ ? દયા કરો, અત્યારે આ તમારા બાળકનું કોઈ બેલી નથી. યાદ કરતાં આવીશ, હાજર થઈશ, એવું આપે પ્રાણુ તજતાં આપેલ વચન યાદ કરો, અને આપના મરણુ કાંઠે પડેલ, પુત્રની સ્થિતિ ધ્યાનમાં ધરો, ઓહ. ઓહ.

( પડે છે અવાજ સાથે આકાશમાંથી દ્રોણનું રૂહ દેખાય )

છંદ.

ગુરૂદ્રોણ—ન્યાય નીતી કર્મને, વળી ધર્મને શીદ છોડીએ,
જલ્લાદ મુકી જહાંન્વી, વૈતરણી વાટે દોડીએ;
મહાભારત યુદ્ધમાં, જે જે વીરો ધર્મે લડ્યા.
તે વિજય વર પામી, પ્રભુના ચરણમાં સ્વર્ગે ચડ્યા;
ધર્મ દ્રોહી, દુષ્ટ દુર્યોધન, દુશાસંન ભ્રાતના,
હાલ એવા છે થઆ, જે ભોગવે નર્ક યાતના.
કર્મ વીરો કર્મ કરીને, છે ગયા જે જે સહું.
તેહની તે અમરતા, ઈતીહાસમાં રહશે કહું;
પુત્ર થઇ મુજ પાપ આ, તેં કર્મ શીદ કાળુ કીધું
કુળ કલંકીત આંધળા, શીદ દુઃખ આ વોરી લીધું

અશ્વત્થામા—ક્ષમા ક્ષમા ગુરૂવર્ય ક્ષમા, પીતા દ્રોણ, મેં દુષ્ટ બુદ્ધીએ, આપની આજ્ઞાનુ પાલન નહી કરતા, દુષ્ટ દુર્યોધન આદી આતતાઇનો સાથી બની, હું પણ આતતાઈજ બન્યોછું. પીતા પીતા ક્ષમા કરો.

ગુરૂદ્રોણ—નહિ; ક્ષમા ? અધીકાર શિવાય અપાતીજ નથી, અપરાધીને શીક્ષા શિવાય જવા દેવો, એ ન્યાય નથી. પુત્ર હોય ? પણ તે પાપી થઈ સાતે પેઢીને નર્કમાં નાખવા જેવું કૃત્ય કરે તો તે પુત્રને પુત્ર તરીકે નહી, પરંતુ પૂર્વનો વેરવાઈ સમજવો. સેતાંન તેં સતી દ્રૌપદીના પાંચ પુત્રોને સંહારી, બાળ હત્યાઓના ઘોર પાપનો અંગીકાર કર્યો છે. વળી એટલાથી સંતોષીત નહીં થતાં મારી પ્રસાદીરૂપ આપેલ બ્રહ્માસ્ત્રનો ઉત્તરાના ઉદરમાં રહેલ, નીર્દોષ ગર્ભ ઉપર ઉપયોગ કર્યો ?

છંદ.

બાળ હત્યા મહા પાતક, ગર્ભ, છેદન જે કરે,
ભૂત થઈ બ્રંહ્માડનાં, ભવાટવીમાં ભટકી મરે;
કોપ છે તુજ ઉપરે, શ્રીકૃષ્ણ ને મારો મહા,

ઉન્મત બની ઉન્મદ સદા, સૃષ્ટી મહી ચીત્ત ભ્રમ થા.
કલ્પ કોટી એજ સ્થિતીમાં રહી દુખ ભોગવો,
હાથનું એ હાથથી, ફળ કર્મનું છે જોગવો;

( અવાજ સાથે દ્રોણુની મુર્તીનું અદ્રષ્ય થવું )

**અશ્વત્થામા**—( ભડકી, ભુમી ઉપરથી ઉન્મત પેઠે ઉઠીને ) ઓહ ! પરવા નહી, બ્રંહ્માડ ડોલાવું. ધરા ધ્રુજાવું, આકાશ ડગ મગાવું, ઉન્મદ, બેશક ઉન્મદ, બળી જાઓ, જળી જાઓ સર્વ બ્રહ્માડ નષ્ટભ્રષ્ટ થાઓ, નથી, નથી, આ અશ્વત્થામા સામે આંખ પણ ઉંચી કરવાની શક્તિ સૃષ્ટીમાં કોઈની નથી, દેવ હું, દાનવ હું, ઈશ્વર હું, સર્વેશ્વર હું, ( હસીને ) હા, હા, હા, હા, હા, હા, હા. ગાંડો, ગાંડો; અશ્વત્થામા ગાંડો, કોણુ કહે છે, નહી છોડું. પાંડવો તો શું, પણ પૃથ્વીમાં કોઇને પણ નહી છોડું. નાસો, નાસો, અશ્વત્થામાંથી નાસો.

છંદ

હું ગાંડો જગત ગાંડુ, બ્રહ્માંડ સહુ ગાંડું થયું,
ગાંડા તણી ગાંડાઈમાં, છે સર્વ હા આવી રહ્યું;
દોડુ, ઘુમુ, અલમસ્ત થઈ, રખડુ સદા બસ રાનમાં,
રાજ્ય મારૂ સર્વ સ્થળ, વીચરૂ હવે વેરાનમાં.

( દોડી જાય છે. )



# પ્રવેશ સાતમો.

## સ્થળ—રસ્તો.

પાત્રો—રૂપલી, રામલો, અમથારામ શાસ્રી, ત્રીવેણી, વગૈરે.

**રૂપલી**—( ખુશી થતી પ્રવેશે છે. )

ગાયન

વાહવા કેવી જીતી, ( ૩ ) એ અમારથી,
ઓહો કેવી વીતી, ( ૩ ) એ ધમાલથી.
બ્રાહ્મણને ભુ પાઈ, પાડ્યો છે ભુ છડો,
અકલ વિનાનો, ગદ્ધો ન મુછડો.
બુદ્ધી વિનાનો બેલ, જાણે શું મારો ખેલ,
સૌથી સારી, બુદ્ધી મારી, હું છોગાળી,
ને રૂપાળી, રંગમાં રમેલ. .... .... વાહવા.

**રામલો**—( પ્રવેશ કરી રૂપલીને જોઇને. ) કેમ છે કંઈ ખામી ? આજે વળી આ મોહનારાણી, કયા નાટકની નાયકા બની નાચ્યા કરે છે. જરા જોવા તો દે.

( બાજુ ઉભો રહે છે. )

**રૂપલી**—મારો પીટ્યો બામણો, નહિં જાણતો હોય, આ તેની મામીને, અરે એતો શું, પણ મોટા મોટા મહાનઘાતાને ભુ પાઇ દઉ તો તે રડ્યો શી ગણુતરીમાં હોવે.

**રામલો**—કેમ છે કંઈ ખામી ? ભલે દુનીયાની બાઈડીઓ જણી જણી ને થાકે. પણ આ મારી રૂપલી જેવું રતન ક્યાંય પણ નહી પાકે.

**રૂપલી**—( જોઇને ) અરે પણ સામેથી એ શાસ્રી આવે છે ને શું ? લાવ રસ્તામાં ઘુંઘટો કાઢી ઉભી રહુ. અને જો ફરી ચકરમાં આવે તો એ પીટીઆને ફસાવીજ દઉ.

( ઘુંઘટો કાઢી ઉભી રહે છે )

**રામલો**—કેમ છે કંઇ ખામી ? પાછી બિચારા બુઢા શાસ્ત્રીની કમબખ્તી આવી. ઠીક છે, આપણે પણ જોઇએ તો ખરા, કે વળી શો નવો તાલ જામે છે.

**શાસ્ત્રી**—( પેટ પંપાળતા પ્રવેશ કરીને ) ઓઇઆ, ઓઇઆં, બહુ ખાધા, બહુ ખાધા.

**રામલો**—શું જોડા ?

**શાસ્ત્રી**—લાડુ એવા ખાધા, કે જેની વાતજ ન પુછો. શું શાક શું દાળ, અને શું ભાત. ભાઇ ભાઇ, ( જવા માંડે છે ત્યાં સ્ત્રીને જોઇને ) હેં આ કોણ ? રસ્તામાં ઘુંઘટ કાઢી, કોની રાહ જોતાં ઉભાં છે. આ અલબેલા.

**રૂપલી**—( સ્વગત ) તમારીજ, મારા મીઠા વિનાના મોવાલી.

**શાસ્ત્રી**—સમય તો સારો છે, તાતકાલીક લગ્નનો વારો છે. મધ્યાંનકાળ હોવાથી, નહી કોઇ આવનારો છે, માટે જો બને, તો આનાથી જરા સુગલો કરવાનો વિચાર મારો છે; બૈરી મરી જતાં નવી કરી છે, પણ નાની હોવાથી હજુ પીયરમાંજ રહે છે, માટે જો હાલ આની સાથે ચોકઠું બંધ બેશી જાય, તો તો બસ. આનંદ આનંદ અને લીલાલહેર થાય.

**રૂપલી**—આવ્યો, ઝપાટામાં આવ્યો, મુવો મારવાડી જરખ.

**રામલો**—કેમ છે કંઇ ખામી ? ચાલો આપણુને પણ આ તાલ જોતા થાય છે, ખરે ખરો, હરખ.

**શાસ્ત્રી**—પણ મારૂ બેટું, કદાચ કોઇ ભુતકે ચુડેલ હશે તો ? ( વીચારીને ) કાંઇ નહી. મંત્રના જોરથી છુ કરી ચકલી બનાવી ઉડાડી દઇશ. પરંતુ આવા ઉત્તમ વખતમાં મળેલી માનુનીની ભેટ તો, જરૂર લઇશ અને લઇશજ.

**રૂપલી**—લઇશજ તો ? મારો દેરનો દીકરો ? નથી જાણુતો કે આ માનુનીની ભેટ લેતા તો દુનીયાપાર થઇશ.

**રામલો**—ખરૂ છે ઓ ગાંડીનાં, એને અડકતાં તો તું બ્રાહ્મણ મટી ભ્રષ્ટ થઇશ.

શાસ્ત્રી—બસ જાઉં, અને પ્રસીદ્ધ થાઉં, અધરામૃત પાઉં, અને પીઉં. ( પાસે જઈને ) એ મધુરી મેના, ચંપકવરણી ચતુરા, આમ એકલા રસ્તામાં ઘુંઘટ ખેંચી શામાટે ઉભા છો અલબેલાં.

રૂપલી—મહારાજ ? અમે છીએ, ઈદ્રલોકની અપસરા, મૃત્યુલોકની મજા લેવા, આ સ્થળમાં આવ્યા છીએ, જો કોઈ શાસ્ત્ર સંપન્ન વિદ્વાન વિપ્રનો મેળાપ થઈ જાય, તો તેનાથી ગૃહસંસાર બાંધવા ઈચ્છા રાખીએ છીએ, મહાત્મા ?

શાસ્ત્રી—( હર્ષમાં આવીને ) ઓહો ! ખુશી, ખુશી, ખુશી, એ ગજગામીની, એ મગ રોટલી, અરે ભુલ્યો ભુલ્યો મૃગલોચની, એવો પુરૂષ તો અત્યારે આપની સામેજ ઉભો છે. નાં ?

શામલો—કેમ છે કંઈ ખામી ?

રૂપલી—પણ તમે તો વૃદ્ધ છો.

શાસ્ત્રી—કોણ કહે છે ? નહિ નહિ, હજુ તો લાકડી વિના વીશ ગાઉની મજલ, સપાટાબંધ કરી શકુ છું, શીયાળામાં શાલમપાકનું જોર જબરજસ્ત રાખેલ છે, બાદશાહી યાકુતી, આંતક નીગ્રહ ગોળી, અને મદનવિલાસ ચુરણનો, ચાલુ જ અભ્યાસ છે, માટે તમારે જરા પણ ગભરાવાનું નથી, મારી ગુણવંતી ગુણસુંદરી.

રૂપલી—ના ના. એમ નહિ, જો મારી સામે ઉઠ બેશ કરી કસરત કરી દેખાડો તો જાણું કે તમે જુવાન જેવા છો ખરા.

શાસ્ત્રી—હો, હો, એમાં શું, તું કહે. તેટલી ઉઠ બેશ કરૂ, અરે કહે તેટલા દંડ પીલું, અરે કસરત કરી દેખાડું, પછી શું મારી ગોરી ગોરી, ગોરડી.

રૂપલી—વારૂ, તો કરો જોઈએ, કાન પકડી ઉઠ બેશ.

શાસ્ત્રી—અહી કોઈ જોતુ તો નથી ના ? નહિતો ફજેતી થાશે.

**રામલો**—ફક્ત આ તારો કાકો જુએ છે, દીકરાને હજી ફજેતીની બીક છે ? કેમ છે કંઇ ખામી ?

**શાસ્ત્રી**—ઓઢો ઘુંઘટ વાળી ઘેલડી, જુઓ જુઓ આ તમારા આશકની કસરત જુઓ. ( ઉઠ બેશ કરે છે )

**રામલો**—કેમ છે કંઇ ખામી ? રાંડ બીચારાની કમબખ્તીજ કરે છે ના ?

**રૂપલી**—બસ. બસ. બરાબર, હવે તમે પૂરા પહેલવાન છો, એમ મને પકી ખાત્રી થઈ, પણ મારૂ મોઢું જોઆ પછી મને તજી દીયો તો, તો ? માટે સોગન ખાઓ.

**શાસ્ત્રી**—અરે વાહ, હવે તે તમને તજાય, તમારા જેવી લટકાળી, મટકાળી, કામણગારી સુંદરી સહેજમાં મળી જાય, અને પછી તેને છોડું, તો મારા જેવો મુર્ખો કોણ ?

**રામલો**—તુંજ, દીકરા ? વળી બીજો ક્યાં શોધવા જવો.

**રૂપલી**—એતો અત્યારે એમ બોલાય છે, પાછળથી ફરી ન જાઓ, તેની ખાત્રી શી, માટે સોગન ખાઓ.

**શાસ્ત્રી**—સુંદરી, તમારી એમજઇચ્છા છે તો સાંભળો.

---

સોગન છે મુજ શાસ્ત્રનાં, સોગન મારા બાપના,
વીદ્યા તણાં સોગન છે, સોગન મારા જાપના;
મુખ જોઇને જો આપનું, અપમાનથી અળગો થઉં,
જીવતાં ઓ યુવતી, મરી પ્રાણનું બળીદાન દઉં.

છે સાચા મારા સોગંન, નહિ જુઠા પડે એ સોગંન; બસ સોગંન, બસ સોગંન, બસ સોગંન, બસ હવે દીઓ નગારે ડંકા, કારણ કે આતુર થઇ ઉભા છે, અધરામૃત પીવા આ બહાદુર બંકા માટે બોલો.

### ગાયન.

બોલો બોલો ને નખરાળી, ભુલ્યો ભાન અરે ભમરાળી,
તારી લાગી પ્રેમ કટારી.... ....બોલો બોલો ને

ઘૂંઘટનો પટ ખોલ, મધુરી શીદને મંનડું છોલ;
કંઈ કંઈ થાએ હાય; નહિ રહેવાય; હૃદય મુંઝાય,—બો૦

**રૂપલી**—આઘા રો નહિ અડશો ઠાલા, બૂઢા વાંનર સમ છો કાલા;
આ શા કરવા બેઠા ચાળા, ભોળીભાલી હું છું બાળા—બો૦

**રામલો**—(સ્વગત) જુઓ પુંછડું પવીત્રતાનું કામ કરે છે કેવું છાંનું
નહિં અંહી એ અભડાય, બગાડે કાય, ઉંચ કહેવાય,—બો૦

**શાસ્ત્રી**—( ઘુઘટ ખેંચતાં રૂપલીને જોઈ ) હેં. આ કોણ ?

**રામલો**—( પ્રસીદ્ધ થઈને ) તમારી માશી; શાસ્ત્રી મહારાજ ?

**શાસ્ત્રી**—હાય હાય સત્યાનાશી. ( ગભરાય છે )

**ત્રીવેણી**—( બાળાઓ સાથે વીદ્યાભુવનથી વળતાં પ્રવેશીને ) અરે આ શું ? ઢેઢડીનો પાલવ પકડી, આ શું કરો છો શાસ્ત્રીજી ?

**શાસ્ત્રી**—નખોદ, થઇ આબરૂની ધુડધાણી.

**ત્રીવેણી**—રૂપલી ? રૂપલી ? આ શું છે ? શાસ્ત્રીજીએ તને શા માટે પકડી છે ?

**રૂપલી**—ત્રીવેણી બહેન ? એતો આપના પીતા ગોપાળદાસ મહારાજ પાસે, પવીત્રતાનું પુંછડું બનનાર, આ શાસ્ત્રી બાવા, મારા ઉપર આશક થઈ મને સોગંન પૂર્વક, પોતાની ઘરવાળી કરવા ધારે છે. કેમ બૂઢા બાવા આવુંને આપની સાથે ? ( હસે છે ).

**ત્રીવેણી**—શાસ્ત્રીજી ? શું આ સત્ય છે ! તમારા જેવા વીદ્વાન અને વયોવૃદ્ધને, શું આ છાજે છે ? ઉપરથી પવીત્રતાનો આડમ્બર ધરી ! કપાળમાં લાંબું ટીલું કરી ! ઢેઢ જેવી નીચ કોમના મોહમાં પડી, તમારી વીદ્વતાને પાંણીમાં બોળતાં શરમાતા નથી ? ધીક્કાર છે તમારા જેવા દંભી, વીષઆંધ વીપ્રને. જાઓ ચાલ્યા જાઓ. તમારૂ કાળું મુખ લઈ વીદાય થાઓ. તમારા જેવા ભ્રષ્ઠ સાથે વાત કરતાં, પણ મને પાપ લાગે છે.

( શાસ્ત્રી વીલે મોઢે જાય છે ).

**રૂપલી**—અરે પણ મહારાજ મને તો લેતા જાઓ, આવાજ તમારા સોગંન કે ? ( હસે છે )

**ત્રીવેણી**—રૂપલી, તું ટીંખળી અને ચાલાક છે ? તારી ચાલાકી, આવી ખોટી ખટપટમાં વાપરી, નાહક જીન્દગી વ્યર્થ શામાટે ગુમાવે છે ? ચાલ મારી સાથે ચાલ, મારા બાપુ એ, હાલજ અહીં એક અત્યંજ શાળા ખોલી છે, ત્યાં તું અને તારો ધણી ગોઠવાઈ જાઓ. વીદ્યા અભ્યાસ કરી ઉદ્યોગશાળાનાં અધીકારી થાઓ, ઢેઢીઆ ધંધામાં કંઇ નહિ વળે સમજ્યાં ? માટે ચાલો. ( જાય છે )

**રૂપલી**—ચાલ, ચાલ, અલ્યા રામલા ચાલ, ત્રીવેણી બા સાચું કહે છે, આજથી આપણો દીનમાંન ઉઘડયો, હોવે. ( ખુશી થતી ત્રીવેણી પાછળ જાય છે. )

**રામલો**—( અત્યાર સુધી ત્રીવેણીને એકીટસે જોઇ રહ્યો હતો, તે ત્રીવેણીને જતી જોઈ ) ત્રીવેણી ? વાહવા, કેવી રૂપ સુંદરી, કેવી મધુર, શી તેની મીઠી વાણી, કેવી તેની કોમળતા, રૂપલી તો તેની પાસે એક ત્રણ સમાન છે, અહાહાહા, જો મને તે સ્ત્રી મળે, તો હું કેવો ભાગ્યશાળી ? કેવો સુખી ? જીવતાંજ સ્વર્ગ સુખ ભોગવું. ( વીચારી ) અરે પણ આ હું શું ગાંડા કાઢું છું, એ ક્યાં ? હું ક્યાં ? ક્યાં હંસણી ? અને ક્યાં હું કાગ ? ક્યાં મધુર વનની મેના ? અને ક્યાં હું મરકટ ? ક્યાં એ ઇંદ્રલોકની અપસરા, અને ક્યાં હું તેનાં નર્કનો ઉઠાવનાર અધમ ચાંડાલ ? ચીત્ત આ શું કરે છે ? ફોકટમાં ક્યાં ભમી મરે છે ? જેના ચરણ ચાંપવાને પણ તારો અધીકાર નથી. તને અડકવાથી પણ જેને સ્નાન કરવું પડે છે, તે શું તારે લાયક હોય ? નહિ કદી નહિ ? ત્યારે શું કરૂં ? મન, એ માનુનીમાંથી પાછું નથી ફરતું, મારૂં તન, મન, અને ચૈતન્ય, એ

સર્વે તારૂણી પાછળ તણાઈ ગયું છે. નહિ થાય; એ લલનાંના મેળાપ વીના, આ અધમ જીવને શાન્તિ કદાપી નહી જ થાય. ત્યારે શું તે મને નહિજ મળે? મારી મનની મુરાદ નહિજ ફળે? ના ના, ગમે તે થાય, પરંતુ તે સુંદરી તરફથી, તો મારૂં મન નહિ વળે, તે નહિજ વળે, નાત છોડીશ? ભ્રાત છોડીશ સગાં, સ્નેહી અને છેવટ, પ્રાંણ પણ છોડીશ? આ ભવે નહિતો પેલે ભવે. પણ તે મોહીનીને તો મેળવીશ, મેળવીશ, અને મેળવીશજ આજથી તેને પાંમવા સચોટ સાધવો યોગ છે. એ સુંદરી પાછળ આ કાયાનો દેવો ભોગ છે. અરે પણ?

ગાયન.

ક્યાં કૌવચ કંગાલ હું, ક્યાં નંદન વંન ફુલ,
ક્યાં લક્ષ્મી સમ સુંદરી, ક્યાં હું કથીર તુલ્ય;
ચોરી ચીત્ત ચાલીરે, મધુરી મારૂં આ સામે,
ખોખું થયું ખાલીરે, લઈ પ્રાંણ ગઈ એ ના ગમે:
આવો આવોને અલબેલી, મતી મારી થઈ છે ઘેલી,
જશે જાંન નાજુક વેલી, અરજી આ છે મુજ છેલી;
ઓ આવી, ઓ આવી, ના ના નહિ, કંઇ કોઈ,
બસ કોઇ ઉપાએ ફાવી, જાઉ સુખી થઉ જોઇ.
આહા હા હા હા હા.... .... ... ચોરી

( જાય છે. )



## પ્રવેશ આઠમો.

### સ્થળ–હસ્તીનાપુર બ્હાર સરોવર કીનારે.

પાત્રો–પરીક્ષીત તેના મીત્રો–ધર્મ, પૃથ્વી અને કળી.

**ગાયન**

**રાજકુમારો**—ફેંકો ફેંકો તીરને તાણી, શાધી સનમુખ લઈ એંધાણી
૧ બાજ બેઠો જો બોરસલી પર
૨ સત્વર તે પર તાકી ઘા કર,
૩ નહિ નહિ લાગ્યું બાંણુ,
૪ ગયું એધાણુ, જરા રહી તાંણુ. ફેંકો

**પરીક્ષીત**—( પ્રવેશીને ) જાઓ, જાઓ, જોઈ તમ શુરવીરતા
દૃઢ મનની છે ક્યાં કંઈ ધીરતા,
જો જો મારો દાવ, કરૂં છું ઘાવ, લઇને લાવ.
( બાણુ મારે છે બાજ પડે છે. )

**બધા**— પડયો..ચડયો તજી પ્રાણુ એ પુરા,
ધન્ય ધન્ય પરીક્ષીત રણશુરા,
સુર્યવંશના ભાણુ, સત્ય એધાણુ, થજો કલ્યાણુ —ફેંકો૦

૧ ધન્ય, ધન્ય મહારાજા પરીક્ષીત, આપના દાદા ધનંજયના પેઠે આપ પણુ બાણુાવળીજ થયા છો.

૨ ધનુર વીદ્યા, એ તો આપના કુળનો આદ્ય અનાદી વારસો છે.

૩ નીશાન તાકવાની નીપુર્ણતા, તો પાંડંવ કુળનેજ વરી છે

૪ અને તેથીજ, તે સર્વ કળા, આપણા મહારાજા પરીક્ષીતે સાધ્ય કરી છે.

**પરીક્ષીત**—તેમાં શી નવાઈ, ક્ષત્રી ધર્મ શસ્ત્ર વિદ્યામાંજ સમાંયેલો છે. શ્રી કૃષ્ણુ દેવની આજ્ઞાથી મને રાજ્યાભીષેક કરી, પુજ્ય ધર્મરાજ દાદા, પોતાના બંધુઓ સહિત રાજ્ય છોડી જ્યારે હીમાલય તરફ સીધાવ્યા,

ત્યારે મને તેઓશ્રીએ, રાજ્ય ધર્મનો પુરેપુરો સદ્બોધ આપ્યો છે. અર્જુન દાદાએ શસ્ત્ર વીદ્યાનો, અને વકોદર દાદાએ ગદા યુદ્ધનો, સંપુરણ અભ્યાસ કરાવ્યો છે. પાંડવવંશ પરીક્ષીત, એ વડીલોની આજ્ઞા પ્રમાણેજ અનુસરવાનો, ક્ષાત્ર પેંઠેજ પરવરવાનો.

છંદ.

સુખ દુઃખમાં રામ તુલ્ય રહી ને ધર્મ દ્રઢતા ધારવી,
રાજ્ય મદ ને પરહરી વૃતી હરીમાં વાળવી;
ન્યાય નીતીથી સદા રક્ષણ થશે જો રાજ્યનું,
તો પૂર્વજોના પુણ્યથી, અવીચળ તપે તપ તાજનું.

માટે દેવી ગુણ ધરાવનાર, દાદાઓને ચીલે ચાલી, શ્રી વીષ્ણું પરમાત્માની આરાધનામાં અવીછીન્ન આનંદ લેવો; એનેજ હું મારો ખરો ધર્મ સમજું છું.

૧ બરાબર છે, શુદ્ધ ક્ષત્રીકુળને તો એજ શોભે.
૨ અભીમન્યુના પરાક્રમી પુત્રને તો એજ ઓપે.
૩ ઉત્તરા દેવીની કુખે અવતરેલ વીરની તો એજ વીરતા છે.
૪ હસ્તીનાપુરપતી થનારની તો એજ ધીરતા છે.

**પરીક્ષીત**—હવે એ વાતને હાલ વેગળી મુકો, અને ચાલો, આપણે જે અભ્યાસ માટે અહીં આવ્યા છીએ, તેમાં આગળ વધો, જુઓ અહી સર્વે એક લાઇનમાં ઉભા રહી, પોતપોતાના ધનુષ બાણુની હરીફાઇ ચલાવો, જેનું બાણુ સૌથી આગળ જશે, તે મારો આજથી અંગ રક્ષક થશે, ચાલો ફેંકો બાણુ.

**બધા**—( બાણુ ખેંચી ) જય પુરૂકુળ પરીક્ષીત ભાણુ, ( બાણુ ફેંકે છે ને બધા બાણુની પાછળ દોડી જાય છે )

**પૃથ્વી**—( અવાજ સાથે ગાયરૂપે પૃથ્વીમાંથી પ્રગટ થઇને ) પાહીમાંમ, પાહીમાંમ, પરમાત્મન, પાહીમાંમ.

**ધર્મ**—( અવાજ સાથે લંગડા બળદરૂપે પૃથ્વીમાંથી પ્રગટ થઇને ) દયા. દયા, દેવાધીદેવ દયા.

ગાયન.

**પૃથ્વી**—ઓ પ્રભુ.

દ્વાપર જાતાં દયા હીણુ થઈ, ઓ બળ બંધુ ભારે,
પરાક્રમી પાંડવ તન જાતાં, કોણુ હવે ઉગારે;
કળીનો કોપ થયો છે, વેરનો વારી વહ્યો છે,

**ધર્મ**—અન્યાયે ઉતપાત આદર્યો, ક્ષીણુ થતા મુજ શક્તિ
પ્રતાપી પારથ જેવા જાતા, ભ્રષ્ટ થઇ છે ભક્તિ;
ધર્મનું રક્ષણુ કરવા, કોણુ આવે દુઃખ હરવા,

**પૃથ્વી**—પેહેલાં સંકટ મુજ પર પડતાં, અસી લઇ વીર ધાતા,
આર્ય બાળ એ ક્યાં છે હમણા, દુઃખી બચાવે માતા;
જાતાં જાદવ વીરા પડ્યા અંગે અંગ ચીરા,

**ધર્મ**— મુજ આધારે ઓ માતા તું, જીવન છો ધરનારી,
પણુ જ્યાં મારી શક્તિ ઉપર ઘાવ કરે છે કટારી;
ધર્મ હું હારી બેઠો, નહિ કોઇ વીરનો નેઠો,

**પૃથ્વી**—દુધ દહી ઘી આપી જગને,પ્રેમ થકી હું પોષું.
શક્તિ આપી સહું જગજનની અશક્તતાને શોષું;
વેગે વારે ધાઓ, હીંદના હીરા આવો.

**ધર્મ**— ધર્મ તણું રક્ષણુ કરવાને, દોડો ભારત પુત્રો,
વેદ ભેદ પોકારે છે સંહુ, શાસ્ત્ર તણા તે સુત્રો;
કળીથી હાય બચાઓ, ધાઓ વીર વેગે ધાઓ.

**કળી**—( મઘરમચ્છમાંથી પ્રગટ થઈ તળાવમાંથી બ્હાર નીકળીને ) કોણુ છે ? કોણુ છે ? આ કળીથી, તમને બચાવનાર ત્રીલોકમાં હવે કોણુ છે ? ( પૃથ્વીને ) મારા ચરણુ ચુમ્બનાર પૃથ્વી ? ઓ ગરીબડી ગાય ? કહે, કહે, તું કોને બોલાવે છે ? મારો નાશ કરવા, કયો મહારથી તારી વારે આવે છે. આજે આ અસીથી તારા અનંત તુકડા કરી, તારા ધર્મનો, અરે આ તારા બળહીન થએલ બાળક બળધનો, વીધ્વંશ કરી, મારા તનની તૃપ્તી કરીશ.

છંદ.

ગયા પાંડવ સુતો ચાલી, હવે નહિ બીક છે મુજને,
થયો છું સ્વામી હું તારો, નમાવું મુજ ચરણુ તુજને;
ધર્મ તુજ તન તણા ચુરા કરી અન્યાય વરતાવું,
વીજય મુજ નામનાં ડંકા દઇને સહુ સ્થળે ફ્રાવું.

મારો વીરોધ કરનાર કંગાલો ? મારી પાછળ મારૂ અનીષ્ટ ઇચ્છો છો ? તો લીઓ, આ તમારા અપરાધનો દંડ.

છંદ.

જલદી બોલાવો ક્યાં તમારી સહાયતા કરનાર છે,
આ અસી ક્ષણુમાં હવે, તમ શીરપરે પડનાર છે.

( કળી તરવાર ખેંચી ગાય અને બળદ ઉપર ઘા કરવા જાય છે )

**પરિક્ષીત**—( સોબતીઓ સાથે દોડતો આવીને ) કોણુ છે ? કોણુ છે ? પાંડવવંશ પરિક્ષીત જીવતાં, જગત જનુંની, ગૌમાતાના શરીરને આંગળી અડાડનાર, કોણુ નરાધમ છે ? )

**કળી**—નરપતી, બસ જબાન સંભાળો, હું કળી ? ચોથા યુગનો અધીશ્વર, શાક્ષાત શ્રીહરી બ્રહ્માંડ નાયકથી, પામેલો વર, તેને રોકવાની તમારી તાકાત નથી તમારી ઓકાત નથી.

**પરીક્ષીત**—કોણુ કળી ? અને તે મારા રાજ્યમાં ? મારી સત્તામાં ? જે પૃથ્વી હજુ દાદા ધર્મ અને અર્જુનના પવીત્ર ચરણુરજથી રંગાઈ રહી છે, જે પૃથ્વી ? વડીલ અભીમન્યુ સુતના સંરક્ષણુથી રક્ષાઇ રહી છે, તેના ઉપર તું જુલમ ગુજારીશ ? નહી, નહી, કદી નહી..

છંદ

નથી નીર વીર ભુમી થઇ, અમારી માત ભારત છે,
જનુંની જગ્ત તારક તે, અમારી માત ભારત છે;
ધરા ગૌ રૂપ પોષે તે, અમારી માત ભારત છે,
અમારાં પાપ શોષે તે, અમારી માત ભારત છે.

**કુળી**—બળીથી બાથ ભીડનારો, અરે તું હાલ બાળક છે,
કહુંછું જા હવે ચાલી, અરે તું હાલ બાળક છે;
નથી આ ખેલ બચ્ચાનો, અરે તું હાલ બાળક છે,
જશે નાહક અરે ચુંથાઈ, હજુ તું ખાસ બાળક છે.

**પરિક્ષીત**—બાળક ખરો પણ સીંહનો, બકવા કરે શું બાયલા,
બ્રાહ્મણ અને ગૌપર કરે, જે ઘાવ તે જન બાયલા;
મોટા થયા મુછો ધરી, પણ કર્મથી છે બાયલા,
જે રંકને રંજાડતા, તે નર નહિ પણ બાયલા.

**કુળી**—બોલ તારા સાંભળી, મુજ અંગમાં વ્યાપી અગંન,
પ્રથમ તુજને મારીને, પછી થઈશ હું દીલથી મગંન;
ધર્મ મારા રાજ્યમાં નહિં, કર્મ કુડાં આચરૂં,
પ્રલ્ય પૃથ્વીનો કરી, એ ગાયના હું પ્રાણ લઉં.

**પરિક્ષીત**—હણવા નથી તાકાત તારી, હીંદની એ માતને,
અડવા નથી ઓકાત તારી, હીંદની એ માતને;
પડતાં રૂધીરનું બુંદ તેનું, પ્રાણ મારા પરહરૂં,
ગૌ માત ખાતર કાય આ, કુરબાન મારી હું કરૂં,

**કુળી**—ખશી જા ? ખશી જા ? મારા માર્ગમાંથી દુર થા.

**પરિક્ષીત**—અને હું પણ કહું છું, કે જો જીવવાની આશા હોય. તો ચાલતો થા.

**કુળી**—મરી જઈશ !

**પરિક્ષીત**—ભારતની, પુજ્ય દેવીનું, રક્ષણ કરતાં, સ્વર્ગનો અધીકારી થઇશ.

**કુળી**—એમ તો તૈયાર.

**પરિક્ષીત**—હોંશીઆર, ( બન્નેની લડાઈ, છેવટ પરિક્ષીતના હાથે કળીનો પરાજય, અવાજ સાથે ગાયનું દેવી તરીકે અને બળદનું ધર્મ તરીકે દેખાવું. આકાશમાંથી દેવતાઓનું પ્રગટ થઈ પરિક્ષીત પર, પુષ્પ વૃષ્ટી કરવી )

ટેબલો.

( અંક પહેલો સમાપ્ત. )

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—હસ્તીનાપુરનો રસ્તો.

પાત્રો—પ્રજાજનો, અશ્વત્થામાં, પરિક્ષીત, તેના સોબતીઓ, તથા કળીયુગ, વીગેરે—

પ્રજાજનો—( પોકાર કરતાં પ્રવેશીને )

ગાયન.

સાચો કળીયુગ આવ્યોરે આ— ( ૨ ) ટેક૦
પ્રપંચ પાપથી ગૈ બ્રાહ્મણ સંત
સહુને શીર છે ફાવ્યો રે, —આ સાચો૦
ધર્મવીર પાંડું સુત પાંડવ, જતાં થયું અંધારૂ,
રંક રૈયત રંજાડે રાક્ષસ, કોણ બચાવે વારૂરે.—આ સાચો૦
ઉગ્ર રૂપ ધરી અશ્વત્થામાં, ગજબ ગુજારે ભારી,
હીંસા હાંની કરે હંમેશાં, નહિ કહિ ફાવે કારીરે —આ સાચો૦

૧ માણુસ—અરે ભાઇ ? એ બામણે તો બહુ બૂરી કરી, જ્યારથી ધર્મવીર, ધર્મરાજ, પોતાનાં બાંધવો સાથે, શ્રીકૃષ્ણદેવની સલાહથી, હીમાલય ગળવા સીધાવ્યા, ત્યારથી તો તે ઉન્મદ થએલો, અશ્વત્થામાં, બ્રહ્મ રાક્ષસ પેઠે, અનેક રીતે, આપણને સતાવે છે. રાત કે દીવસ જરા પણ જંપવા દેતો જ નથી.

૨ માણુસ—અરે જંપવાની વાત તો બાજુએ રહી, પરંતુ ગઇ કાલ રાત્રે તો મારા ઘરનાં છાપરાં પર ચડી, એ દુષ્ટે એવી ત્રાડ પાડી, કે અમો સર્વેનાં તો હાજાંજ ગગડી ગયાં.

૩ **માણસ**—અરે મારા તો છોકરાને જ ઉંઘતો ઉપાડી, જમનાજીનાં કાંઠા ઉપર મુકી આવ્યો, કે જે આજે સવારે જાગ્રત થતાં, રડતો, રકુતો, ઘેર આવ્યો.

૪ **માણુસ**—અરે ભાઈ સાહેબ શું વાત કરૂં. મારા ઘરમાં ગઇ કાલ રાત્રે જેટલું રાંધેલું હતું, એટલું બધુંએ, એ ભાઇબંધ અચાનક આવીને ઓઇઆં કરી ગયો. અને ઘરનાં સહુ ભુખ્યાં રહ્યા બાપજી.

૧ **માણુસ**—હવે તો મહારાજા પરીક્ષીત પાસે પોકાર લઈ જઇએ તો ઠીક, નહિતો આ ઉપાધી કેમે કરી ટળે તેમ નથી, આવું સંકટ તે ક્યાંક સુધી સહંન કરીશું.

**અશ્વત્થામા**—(અંતરીક્ષમાંથી બુમ મારીને) જ્યાં સુધી હું હૈયાત છું, ત્યાં સુધી.

**બધા**—( ગભરાઇને ) ઓ બાપ નાસો ? એતો આવ્યો.

[ સર્વે નાશી જાય છે. ]

**અશ્વત્થામા**—( ભયંકર વેશે ગાંડાઇમાં પ્રવેશીને ) ઉભા રહો ? ઉભા રહો ? નાસો છો કેમ ? ( હસે છે ) હા હા હા હા હા, કોણુ છે ? અશ્વત્થામા સામે આગળ આવી, ઉંચુ જોનાર કોણુ છે ? હું રાજા ? હું ઈશ્વર ? હું સરવેશ્વર ? બસ હું. હું. અને હું, ( વીચાર કરીને ) ના ના, પરિક્ષીત, ઓહ, પરવા નહિ, પરિક્ષીત કોણુ ? મારા શત્રુનો ન મૂળીઓ છોડ ? મારા જેવા મસ્ત માતંગ પાસે ફડફડાટ કરતું તે તુચ્છ કુદુ ? આ આગીઆ આગળ એની ઓકાતશી ? બાળી નાખીશ, પીસી નાંખીશ, ખાખ કરી નાંખીશ, નાસો, નાસો, એ આવ્યો, એ આવ્યો, કોણુ ? ( હસીને ) હાહાહાહાહા, જાઉં; પરીક્ષીતના મહેલમાં જાઉં, તેની રાણી ઈરાવતીને ઉચકી, વીદાય થાઉં, ગાંડો, ગાંડો, અશ્વત્થામા ગાંડો, નાસો, નાસો, એ આવ્યો; ( દોડતો ચાલ્યો જાય છે. અને બીજી બાજુથી, કળીને નાગપાસથી બંધીવાન

કરી, પરીક્ષીત, પોતાનાં સોબતીઓ સાથે આવે છે.)

પરિક્ષીત—કેમ બહાદુરો? હવે આ ચોથા યુગનાં અધીશ્વર કળીરાયને, શી શીક્ષા કરવી છે? નાગપાસથી સકડાએલ તેનાં શરીરની વ્યાધીને હરવી છે?

૧ સરદાર—મારો વીચારતો, રાંવણને જેમ વાળીએ ઉંધે મસ્તકે લટકાવી રાખ્યો હતો, તેમ આ ભાઈસાહેબને પણ તપશ્ચર્યા કરાવી હોયતો સારૂ.

૨ સરદાર—ના ના, એની તો પંચટાળી કરાવવી જોઇએ, ગળામાં ખાસડાનો હાર પહેરાવી, શહેર વચેથી સાંમેલું કરી કાઢવો જોઇએ, અને શહેરનાં લોકો પાસે, પથ્થરનો માર મરાવવો જોઇએ.

૩ સરદાર—કામધેનું, ગૌમાતાને, સતાવનાર, આ સેતાંનનાં તો જેટલા બુરાહાલ કરો તેટલા ઓછા છે.

પરિક્ષીત—કેમ કળીરાજ? ધુમંડનો ધુમારો, ક્યાંક સુધી ચડેલો છે? નીરદોષોને રંજાડવાનો પરવાનો ક્યાંક સુધી મેળવેલો છે? બાહુબળનાં બણગાં ફુંકનાર કાળ દેવ? કહો? હવે તમારૂં શું જોર છે? ગૌ બ્રાહ્મણ અને સંતોને સંતાપવાનો કેવોક તોર છે?

કળીયુગ—માફ કરો, પૃથ્વીપતી? આપની અતુલ્ય સૌર્યતા પાસે, મારી શક્તિ નષ્ટ થઈ છે. આપની સત્યતા અને ક્ષાત્ર ધર્મની નીતી રીતી પાસે, મારી સર્વ કળા છીન ભીન થઈ ગઈ છે.

પરિક્ષીત—હં, એમ કે? અત્યારે આજીજી કરી, અલગ થઈ, બચી જઇ, પાછળથી પાપની જાળ પાથરવા, યુક્તી ઘડતા હશો. ખરૂંના? ના, ના, તમારી તે આશાનાં અંકુરો નકામાં છે, પરિક્ષીત, એવો મૂર્ખ નથી, કે સકંજામાં સપડાયેલ શત્રુને જતો કરી, પાછળથી વ્યાધી વોરી લે.

**કળી**—નહિ, નહિ, મહારાજ, હું સોગંન પૂર્વક કહું છું કે,

છંદ.

ફરીને અહીં નહિં આવું, કહું છું સત્ય સોગંન લઈ,
તમારી જ્યાં સુધી સત્તા, ધરામાં છે છવાઈ રઈ;
કરૂં ત્યાં જો કદી ઉતપાત, સતાવું જો ધરા ધર્મ,
ઉતરજો કોપ કુદરત નો, થજો મુજ નષ્ટ સત કર્મ.

**૧ સરદાર**—ના, એમાંતો શક નહિ, ભાઇબંધ સત કરમી તો પૂરેપુરા છે.

**૨ સરદાર**—તેથીજ આંમ, અડદ કરતાં, અધીક ઉજળા દેખાય છે.

**કળી**—નથી સંભળાતું, એક બંધીવાંનનાં અંતરને અપમાંનનાં અસહ્ય આઘાતથી છુંદી નાખવું, એ વીર પુરૂશોને હાથે ઠીક નથી થાતું, મહારાજા ? મારાથી જેટલો જગતને ત્રાસ છે, તેટલો લાભ પણ છે ? સતીયુગ, દ્વાપર, અને ત્રેંતામાં, જપ, તપ, અને યજ્ઞ, આદી કરવાથી જે પ્રભુ પ્રાપ્તી નહોતી થતી ? તે પ્રભુ પ્રાપ્તી, મારા રાજ્યમાં, મારી સત્તામાં, અને મારી કસોટીમાંથી પસાર થયા બાદ, તુરતજ થાય છે. મારા યુગમાં, માત્ર એકજ ક્ષણ, શુદ્ધ ભાવથી, ભગવત ભજંન કરાય છે, તો તે પ્રાંણી આ સંસાર સાગરથી તૂર્તજ તરી જાય છે. માટે મને મૂક્તી આપો, શરણાંગતને, છોડી મૂકવો, એ પાંડવકુળ દીપકનો ધર્મ છે.

**પરિક્ષીત**—કળી ? તારી અતૂલ્ય આર્જવતાથી, હું તને અભય દાન આપું છું, પરંતુ જો જે ? ફરી કદી પણ મારા દેશમાં આવીશ નહિ, અને મારી રૈયત ઉપર તારો ત્રાસ વરતાવીશ નહિં.

છંદ.

અત્યંત આજીજીથી, કરૂં મૂક્ત તુજને આ પળે,
પણ જો કદી કરશે નજર, આ દેશ પર તારા બળે;

તો હરીશ તારાં પલકમાં, પ્રાંણ નીશ્ચે જાણ જે,
જા જઇને અન્ય સ્થળમાં, વાસ તારો ધાર જે.

**કળી**—નહિ મહારાજ, એમ બીલકુલ દેશવટો ન આપો. જેમ પ્રજાનું રક્ષણ કરો છો, તેમ મને પણ અમુક જગ્યાએ રહેવાનું નીમી આપી, મારૂં પાલન કરો.

**પરિક્ષીત**—વારૂ તો જો.

છંદ.

સોનું અને સ્ત્રી દ્યુત, મદ્યાદીક હીંસા જ્યાં થતી,
ત્યાં રહી વીતાવજે, આયુષ્ય તારૂં કરી કૃતી;
એ વીનાં વળી અન્ય સ્થળમાં, જો કદી ભાળીશ હું,
આ અસીથી પ્રાંણ કાઢી, પલકમાં મારીશ હું.

એને છોડી મૂકો, જવા દયો, ( કળીને છુટો કરી સરદારો સાથે પરિક્ષીત વીદાય થાય છે. )

**કળી**--( પરિક્ષીતના ગયા બાદ, ગુસ્સાનાં આવેશમાં આવીને )

છંદ.

જેનાં અતૂલ્ય બળ આગળે, ત્રીલોક પણ ત્રાસી જતું,
જેના પ્રભાવે ઇંદ્રનું બળ, પલ મહી નબળું થતું;
રૂદ્ર બ્રંહ્મા, દેવ દાનવ, નાસતા જે નામથી,
તે પડ્યો પકડાઈ, પરિક્ષીત, તૂચ્છ માંનવ કામથી.

પળ માત્રમાં, પૃથ્વીને પલટાવી, બ્રહ્માંડને ખળભળાવનાર, હું કળી ? તેને કંગાલ માફક કેદ કરી સતાવનાર, પરિક્ષિત ? અત્યારે તો તું મગરૂર છે, પરંતુ

છંદ.

છંછેડી સાપને, શો લાભ લેવાનો, અરે પાંમર,
પ્રજાળતી અગ્નિમાં ધરી પાય, થાશે ખાખ ઓ પાંમર;
કરીને કેશરીને કેદ, ફાવ્યો છો અરે પામર,
વખત આવ્યે થશે તું ભક્ષ, મારો ક્ષણ મહી પાંમર;
જેનાં પ્રચંડ પંજા મહીંથી, મૂક્ત થાતો કોઈ નથી,
એવા કળીથી કોઈ કાળે, છુટવાનો તું નથી.

( જાય છે સીંન ટ્રાન્સફર થાય છે. )

## પ્રવેશ બીજો.

સ્થળ—હસ્તીનાંપુરનું રાજ્ય ઉદયાંન. ( બાગ )

પાત્રો-ઇરાવતી, પરિક્ષીત, જન્મેજય, ઉત્તરા, દાસ, દાસીઓ, અને પાછળથી અશ્વત્થામાં.

**ઇરાવતી**—( સરખી સાહેલીઓ સહીત સંગીત સાથે કુવારાને ફરતાં બેશી જુદા જુદા વાજીંત્રોથી વીનોદ કરી રહ્યા પછી દાસીઓનાં ગયા બાદ વીચાર કરતાં અને બાગમાં ફરતાં )

છંદ.

નથી પડતી મજા આ સાજને, સંગીતનાં સુખથી,
સખી સંગ વાદને વીવાદ, કરવો ના ગમે મુખથી;
પતી મુજ પ્રાણુ પરિક્ષીતની, રહી છું વાટડી જોઇ,
રસીક રસરાજને મળવા, સહુ શુદ્ધ બુદ્ધ છે ખોઈ;
પરોવી પૂષ્પની માળા, પરંતુ પહેરનારા ક્યાં,
સુવાસીત વાસનાં સંગી, હૃદયને રેલનારા ક્યાં;
અધર અમૃત તણું શોખી, રતી રસ ખેલનારા ક્યાં,
લલીત લલનાં તણું સાથી, લજ્જાને છોડનારા ક્યાં;
નીહાળી વાટડી થાકી. નીંદલડી નેત્રથી ભાગી,
પરિક્ષીત પ્રાણુને મળવા, હૃદય રટ એક બસ લાગી.
( પરિક્ષીતની વાટ જોતી વીચારમાં ઉભી રહે છે. )

**પરિક્ષીત**—( પ્રવેશ કરી, ઇરાવતીને જોઈ ) આહા,

છંદ.

સુંદર વદંન સુક નાશીકા, કળીમળ સરીખી આંખડી,
છે દીવ્ય કાંન્તી તેહની, જાંણે રતી સંમ છે ખડી;
કોકીલ કંઠે સૂર મીઠા, કાઢતી વળી નાચતી,
લચકાવતી ઉર યુગલ, આછાં વસ્રને ઉડાડતી.

વાહવા, કેવી પવીત્ર પતિ પરાયણાં, કાંમદેવની સતી, રતી કરતાં પણ, અધીક ઉપમાંને લાયક, આ મારી અર્ધાંગના ઈરાવતી છે, મારી સૌભાગ્ય લક્ષ્મી, મારા ધ્યાનમાં ભાંન ભૂલી, સ્વામી સમાગંમની, અપેક્ષામાંજ ઉભી છે, ચાલ પાસેં જાઉં ? વીરહ ઘેલી વનીતાને, આલીંગનનો અમુલ્ય લાભ આપી ભાગ્યશાળી થાઉં.

( ધીમે ધીમે ઈરાવતી પાસે જાય છે )

ઈરાવતી—( વીચારમાંથી જાગૃત થઈને ) ઉંહુ. બળ્યું આ ઉદ્યાન, મારા પ્રવીણ પીયુ વીના તો, તે રડ્યું, પણ ખાવા ધાય છે. ( જવા લાગે છે ત્યાં સાંમે પરિક્ષીતને ઉભેલ જોઈ આશ્ચર્ય પાંમી ) અરે આતો. ( શરમાય છે )

પરિક્ષીત—વાહ ! અન્ય ઉપરનો ગુસ્સો ! આ બીચારા ઉદ્યાંન ઉપર ઠીક ઉતારાય છે !

ઈરાવતી—હાજી ? આપતો ?

પરિક્ષીત—કહો ? કહો ? કહેતાં અચકાઓ છો શા માટે ? શું કાંઈ મધુર વાણીથી વરસતી અમૃત ધારાનું આનંદદાયક ઈનામ દેવું છે ?

ઈરાવતી—ઈનામ દીધાં જ છે તો ? સાંજનાં સાથીઓ સાથે, સહેલ કરવાનું કારણ બતાવી, ગઆ તે ગઆ જ ગઆ, અત્યાર સુધી ક્યાં હતા ? કહો જોઉં ?

પરિક્ષીત—દેવી ? આજે એક નવીન કુતુહલનો, અનુભવ થયો. શસ્ત્ર વીદ્યાની હરીફાઈ કરતાં, ક્રુર કળીનો મેળાપ થઈ ગયો.

ઈરાવતી—( આશ્ચર્યતાથી ) કળી ! અને તે આપનાં પવીત્ર રાજ્યમાં ?

પરિક્ષીત—હા, તે દુષ્ટ, પવીત્ર, ગૌમાતાને સંતાપતો હતો, ધર્મને ધંમકાવતો હતો, તેવામાં ત્યાં હું પહોંચ્યો, બન્ને વચ્ચેં, મહાંન યુદ્ધ થયું, અને અંતમાં, તે પાપી પરાજ્ય પાંમી, શીક્ષાનો અધીકારી થઓ,

**ઇરાવતી**—વાહવા, એતો ઘણું જ સારૂં થયું. પરંતુ તેનો ન્યાય શો થયો ?

**પરિક્ષીત**—ન્યાય એજ કે, શરણુંગતને, જીવીતદાંન આપી જવા દીધો.

**ઇરાવતી**—પાછો તે સતાવશે તો નહિ ?

**પરિક્ષીત**—( સ્મીતહાસ્યથી ) સ્ત્રીઓનું હૃદય ભીરૂં આટલા જ માટે કહેવાય છે. વારૂ એતો ઠીક ? પરંતુ કહો તો ખરાં કે અંહી એકલાં ઉભાં ઉભાં, કયા વીચારનાં તરંગમાં તણાતા હતાં ?

**ઇરાવતી**—વીચાર વ્હાલાનાં, બીજા કોનાં ? સ્ત્રીઓને સ્વાંમી વીનાં અન્ય વીચાર શાનો હોય ? સતી, પતી વીનાં, અન્ય સુખને શા માટે જોય !

**છંદ**

સુંદરી શોભે સદા, નીજ નાથનાં સંગાથમાં,
જેમ વંન લત્તાવળી, બેહી પતીની બાથમાં;
સ્વર્ગ વૈભવ સર્વ સાચો, સ્વામીનાં નીજ ચરણુમાં,
આર્ય લલનાં ઇચ્છિતી, પતી એક અંતહઃકરણુમાં.

**પરિક્ષીત**—ધન્ય છે, સુગુણ સુંદરી, સ્ત્રી ધર્મની તું ધ્વજા છે, તારાથી જ આ પરિક્ષીતને, સમસ્ત સંસારની મજા છે; જેનાં ઘરમાં પુન્યશાળી પ્રેમદાનો વાસ છે, તેનાં ઘરમાં ધર્મ, અર્થ, કાંમ, અને મોક્ષ, એ બધા દાસાનું દાસ છે.

**ઇરાવતી**—( હસતાં ) હવે રહેવા દ્યો ! રહેવા દ્યો ! એમ વખાંણુ વાંચી વાંચીને છાપરે ન ચડાવી દીઓ ? નહિ તો ક્યાંક પડી જવાશે.

**પરિક્ષીત**—અધુરો ઘડો છલકાશે, પરંતુ ભરેલથી તેમ કદી પણ નહિ થાશે.

**ઇરાવતી**—કચેરીમાં આવનાર ભાટ ચારણોનાં સહવાસની અસર, આપનામાં પણ કંઇક આવી ગઇ લાગે છે જો ? પધારો, હવે ભોજન કરવા, કેમ કંઇ ક્ષુધા નથી લાગી ?

**પરિક્ષીત**—જયાં અમૃતથી પણ અધીક પ્રેમવાકયનું ભોજન પીરસાતું હોય ? પેટ ભરી ભરીને જમાતું હોય ? આનંદનાં ઓડકાર આવતા હોય ? ત્યાં અનાજનાં આહારની અપેક્ષા કયાંથી રહે.

**ઇરાવતી**—( ખુબ હસીને ) એમ ? ત્યારે તો હું જાણું છું કે, હવે અમારી સાંમેજ જોઇને બેશી રહેશો, ખરૂંને ?

**પરિક્ષીત**—એમ તે કંઇ થાય ! રાજ્યકાજને વીસારાય ?

**ઇરાવતી**—ત્યારે તો, મફતમાં જ મલાવા થાય છે કે ? મીઠું, મીઠું, બોલી, મારા જેવી ભોળી વરઘેલીને ફસાવાય છે કે ? જાઓ, જાઓ, જાંણ્યાં, ( રીસાય છે )

**પરિક્ષીત**—બસ, એટલામાં જ ? ( મનાવતાં )

### ગાયન.

આવો આવોને અલબેલી, મારી નાજીક ચંપક વેલી,
કરીએ એકાંતે રસકેલી,.... ...આવોને૦

**ઇરાવતી**— ભોળીને ભરમાવો ઠાલા, લાલચમાં લપટાવો લાલા;
**પરિક્ષીત**—બોલ મધુરાં આ શાં કાલાં,.... ....આવોને૦
**ઇરાવતી**—આઘા રો અડશો નહિ કહું છું, કેડ છોડોને સોગન દઉછું,
**પરિક્ષીત**—રીસ તમારી ચીત્તમાં ચહું છું,.... ....આવોને૦
**ઇરાવતી**— ઠગ બાજી રમનારા રાંણાં, સતાવશો ના સુંદર શાણાં,
**પરિક્ષીત**—ઠીક ઠાઠ માંડ્યો ઠકરાંણાં.... ....આવોને૦

( ગાયનને અંતે. ઇરાવતીનો હાથ પકડી જવા લાગે છે, તેવામાં )

**જન્મેજય**—( દોડતો આવીને ) બાપુ, બાપુ, મારો ઘોડો ?
( ઇરાવતી શરમાય છે )

**પરિક્ષીત**—આવો, આવો, કુમાર ? ( બાથમાં લીએ છે )

**જન્મેજય**—માતુશ્રી કેમ બોલતાં નથી ? શું કરતાં હતાં ? મારા બાપુજી શું તમારા હાથ પકડી તમને બાંધતાં હતા, હેં બાપુજી બોલોને ? મારાં માતાજીને કેમ બાંધતા હતા ?

પરિક્ષીત—કુમાર ? એતો જાણે એમ હતું કે ? ( બોલતાં અચકાય છે )

જન્મેજય—કે શું ? કહી દ્યોને ? માતાજી બોલોને ! મારા બાપુજી આપને શા માટે બાંધતા હતા ?

પરિક્ષીત—( સ્વગત ) કેવું ભોળું હૃદય, નીરદોષનો નમુનો.

ઈરાવતી—ભાઇ ? એ મને બાંધતા ન હતા ? પરંતુ પ્રણાંમ કેમ કરવા, તે હાથ પકડી શીખડાવતા હતા.

જન્મેજય—હં ! ત્યારે શું, મારે પણ, મારી રાંણીને, એમ શીખડાવવું પડશે કે ?

ઈરાવતી—( હસીને ) હાસ્તો ! તે શીવાય તો તેને શી રીતે આવડશે.

પરિક્ષીત—વારૂ પણ કુંમાર ! તમે ઘોડો, ઘોડો, કરતાં દોડ્યા આવ્યા, તો તે તમારો ઘોડો ક્યાં ગયો ?

જન્મેજય—ઘોડારમાંથી છુટી નાશી ગયો, અશ્વપાળ પાછળ ગયો છે, બાપુજી ? ચાલો ને ? આપણે પણ જઈ જોઇએ કે પાછો આવ્યો કે નહિ.

પરિક્ષીત—તમે તમારા ઘોડાને બરાબર ઓળખો તો છોને ?

જન્મેજય—હાસ્તો, વાહ એમાં શું પુછો છો.

પરિક્ષીત—વારૂ તો તેનું વરણુંન કરો જોઉં ? કેવો છે ?

જન્મેજય—સાંભળો ત્યારે—

ગાયન.

નાનો રૂડો નાચતો, ઘોડો છે મારો, ( કુદે છે )

બન્ને— વાહવા.

જન્મેજય—ભારાના જેવું છે પુછડું એનું, વાંકી શી ડોક સોહાય;
ચાર પગેથી ચાલે ઉતાવળો, હોશે ખોંખારા ખાય,
(આંભનાં ચક્કર, સાંમનાં ચક્કર, આંમ ચડ્યા ઘોડે
બેઠા કે ખૂબ દોડે).... .... ... ....નાચંતો૦
ચાલો બાપુજી ચાલોને સાથમાં, નાના નહિ રહે મારા તે હાથમાં,
બાપુ બાંધો તો બંધાય, બાળકથી તે શું થાય;

પરિક્ષીત—ચાલો બેટા, ચાલો બેટા,

જન્મેજય—બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા,

( પરિક્ષીત જન્મેજયને ગોદમાં લઇને જાય છે )

ઇરાવતી—પ્રભુની કેવી કૃપા ! પુન્યશાળી પતી, કુળદીપક, કુમાર, અને પવીત્ર માતુ ઉત્તરા જેવાં સાસું આથી અધીક સુખ કયું જોઇએ, ( એકદંમ અપશુકંન થવાથી ) અરે પણ આ શું ! અંતર આત્મા વીના કારણ કચવાય છે કેમ ? આમ અમાંગલીક અપશુકન થાય છે કેમ ?

દાસી—( પ્રણામ કરીને ) દેવી, રાજ્યમાતુ પધારે છે.

ઇરાવતી—અતી આનંદની વાત. ( સામે જઇને ) પધારો, પધારો, માજી ? આજે તો અચાનક આવી, પુત્રીની સંભાળ લીધી ? કહો શી આજ્ઞા છે ?

ઉત્તરા—બેટા દીર્ઘાયુરભવ, અખંડ સૌભાગ્યવંતી થા, પુત્રી ? મનેં હાલજ ખબર મળી કે, મારા પુત્ર પરિક્ષીતને, કળી સાથે શહેર બ્હાર યુદ્ધ થયું, તેથી તેનાં કુશળ સમાચાર જાણવા માટે, મારૂં અત્રે આવવું થયું છે, કેમ મારો પુત્ર કુશળતો છે ? કળીથી તેને કંઈ ઉપાધી તો નથી થઈ ?

ઈરાવતી—નહિ માજી, આપનાં પૂન્ય પ્રભાવે, આપના પુત્ર કુશળ ક્ષેમ છે. હમણાંજ કુમાર જન્મેજય સાથે, કુમારનો અશ્વ જોવા સીધાવ્યા.

ઉત્તરા—પ્રભુ સર્વનું કુશળ કરો.

## છંદ.

મુજ જીંન્દગીનાં સુખ, સંતાંનો સહુને છોડીને,
જાઉં તજી આ દેહ, પ્રભુનાં ચરણમાં ચીત્ત જોડીને;
ભાગ્ય મારાં તોજ જાણું, જન્મનું સાર્થક થયું,
સંસાર સાગરથી તરી, નીજ નાવ પ્રભુ પાસે ગયું.

**અશ્વત્થામા**—( અવાજ સાથે અંધકાર કરી, આકાશ માર્ગેથી ઉતરીને ) ગયું, ગયું તારૂં નાવ, અધવચમાંજ ભાંગી ગયું. ( ઉતરાને મારે છે. )

**ઉત્તરા**—( મરતાં ) ઓહ, શ્રી કૃષ્ણ, હરી, કૃષ્ણ હરી. (મરે છે)

**ઇરાવતી**—ઓ હાય, કોઇ આવો, આવો,

**અશ્વત્થામા**—અરે આવશે કોણ ? ચાલ, ચાલ, દેવી ચાલ, ( ઈરાવતીને ઉપાડી અધર ચડે છે. )

**ઇરાવતી**—ઓ નાથ, ઓ પ્રભુ, આવો આવો બચાવો,

**દાસીઓ**—( દોડતી આવીને ) દોડો, દોડો, આ દુષ્ટ, અમારી ઇરાવતીબાઇને ઉપાડી જાય છે. ( દોડાદોડ કરે છે. )

**પરિક્ષીત**—( માણુસો સાથે દોડતો આવીને ) ઉભો રહે, ઉભો રહે, દુષ્ટ, તારી ખબર હમણુાંજ લઉછું, (અશ્વત્થામાનું ઈરાવતીને લઈ આકાશ માર્ગે જવું. સર્વેનું આશ્ચર્યથી જોઈ રહેવું. પરિક્ષીતનો અશ્વત્થામાં ઉપર ક્રોધ અને )

ટેબલો.

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ–હસ્તીનાપુરની બ્હાર દરવાજા પાસે અત્યંજ શાળા આગળનો એક ભાગ.

**પાત્રો**—શાસ્ત્રી, નવછંદી, ત્રીવેણી, બાળાઓ, રૂપલી, વીગેરે.

**અમથોશાસ્ત્રી**—( નવછંદીને ખંભા ઉપર બેસાડી; મુસાફર વેશે પ્રવેશે છે. )

**દૂહા.**

વાંઢાને મંન આશ. બૈરી કરવાની ઘણી,
પણ બૈરીનો ત્રાસ, પરણ્યાં તેજ પીછાંનશે;
પરણ્યાની જે પીડ, બીંન પરણ્યો જાણે નહિ,
ઉઠયો તેનો દીંન, જે નવલી નારી કરે.

### ગાયન.

જુઓ ભાઇ લોગ નવીનાં વરનાં, નેં ઘરનાં ભગવાંનીઆ ટેક૦
ઘર ભાંગે ત્યારે બીજી લાવે, પ્રેમ ઉમળકા આંણી,
તાંણી તાંણીને ત્રુટી મરે, કરે આબરૂની ધુડ ધાણી,—ભગ૦
જાણે નવીને લાવી લઇશું, લ્હાવ ફરી નાંનપણનો;
મનની મંનમાં રહેતી સર્વે, ઢાંઢો ફરે જેમ ઘંણનો,—ભગ૦
એંશીની ઉમર મારી થઈ, આ નવલી વરસ નવની,
ખાંધે ચડાવી ચાલતો આવું, કરણી આ પરભવની—ભગ૦

( નીસાસો નાંખીને ) ઓહો....અલી એ નવછંદી ? એ નવછંદી ? જો, આ શહેરનો દરવાજો આવ્યો, આ સામે દેખાય છે, તે અત્યંજશાળા છે. આંમ ધણીની કાંધ ઉપર બાર બાર ગાઉ થઆં બેસી રહી છે ? માટે હવે તો હેઠી ઉતર. જો કોઈ શહેરનું સારૂં માણસ આવી જોશે ? તો આ અમથારાંમ ઉટાંટ શાસ્ત્રીનાં નામનું, નાસુંજ વળી જશે.

**નવછંદી**—( ખંભા ઉપરથી રોફમાં નીચે ઉતરી ને ) તેમાં મારે શું, મુવા ગરડા ઠચર ? આબરૂની જરૂર હતી ? તો મારા જેવડી, નાનકડી, નાજુકડી, નખ જેવડીને, પરણ્યો શું કરવા ? પરણ્યો.

**શાસ્ત્રી**—જખ મારવા, બીજું શું કરવા.

**નવછંદી**—મૂવા બગદાદી બુઢ ? જાંણતો નહોતો ? કે આ નવછંદીને પરણું છું ? તો તેના કહેવાંમાં રહેવું પડશે; અને નવછંદ પણ, પૂરા કરવા પડશે ?

**શાસ્ત્રી**—વળી એ તારા નવછંદ કયા કયા છે, તેતો ભસીમર.

**નવછંદી**—( કાંન પકડીને ) જો સાંભળ.......

### છંદ.

પ્રથમ છંદ છે એજે મારો, ઉઠાડી દાતણ દેવું,
બ્હાર બેસાડી મનેં માંનથી, તારે ઝાડુ લેવું,
સ્નાંન કરાવી પુજંન મારૂં, ચરણાંમૃત લઈ કરવું,

પછી પીરસી થાળી પ્રેમે, નીવેદ મુજને ધરવું;
વધ્યું ઘટયું તે ઉચ્છીષ્ટ આખર, તારે ખાવું ખાંતે,
ઉંઘ આવવા લાગે મુજને, દીવસ મહી કે રાતેં;
ચરણ ચાંપવા તુરત બેસવું, બુઢા તારે જાતેં,
ભૂલ પડી એમાં જો જરીએ, વધાવી લેશું લાતેં
બ્હાર જતાં લઈ ખાંધે મુજને,બેસાડી ડગલું ભરજે,
દહ્નો રાખી મારા માટે, મરવું હોયતો મરજે.

કેમ સમજ્યો કે—

**શાસ્ત્રી**—સમજ્યો, સમજ્યો, અંતરના ઠેઠ ઉંડા ભાગ સુધી બરાબર સમજ્યો, પણ મને જે જે કરવાનું કહે છે ? તે કરવાનો તે તારો અધીકાર છે ? કે મારો ? તુતે મારી બૈરી છે ? કે બલા ?

**નવછંદી**—બલા તારી બહેન, અને બલા તારી માં, રાંડ વાંઝણીનાં ? બલા કોને કહે છે ? જા, નથી આવતી તારી સાથે, હું તો એ આ બેઠી. ( બેશી જાય છે. )

**શાસ્ત્રી**—( સ્વગત ) નખોદ, રાંડ છટકી, હવે ઠેકાણે લાવવી મહા મૂશકેલ છે, ( પ્રકાશ ) અરે ઓ નવછંદી ? જરા મારી ઉમર સાંમું તો જો ? જેવો તેવો પણ હું તારો ધણી છું. અરે તારો માટી છું, માટી ?

**નવછંદી**—માંટી તારી માનો ? મારો તો નોકર, જો કહ્યા પ્રમાણે કરવું હોય ? અને મને રાજી રાખવાની શક્તિ હોય ? તોજ તારી સાથે લઇજજે, નહિતો અંહીથીજ તારે ને મારે નવગજનાં નમસ્કાર, મુવોવર, ને બળી જાંન.

**શાસ્ત્રી**—ઠીક ભાઈ ! ( સ્વગત ) અત્યારે તો હાએહા કરી ઘરભેળી કરવા દે ? નહિતો અંહીથી ઉઠવી મૂસકેલ છે. ( પ્રકાશ ) વારૂં, વારૂં, તું કહીશ તેમ કરીશ, પછી કંઈ ? પણ ઘેર તો ચાલ,

**નવછંદી**—અરે ઘેર તે સી રીતેં આવે, પહેલાં મારી માનતા તો પુરી કરવા દે.

**શાસ્ત્રી**—વળો માંનતા શી માંની છે? માંનતા.

**નવછંદી**—જો આ મારી પોટલીમાં, હું, એ મારી માનતાનું સાધંન, સાથેંજ લેતી આવી છું, મારી માએં, મનેં, પ્રથમથીજ સમજાવી મૂકી છે.

**શાસ્ત્રી**—શું,

**નવછંદી**—પોટલીમાંથી ગધેડાનો પોષાક કાઢી ( બતાવીને ) જો આ ગધેડાનો પોષાક, તે તારે પહેરવો, અને મનેં પીઠ ઉપર બેસાડી, પછી શહેરમાંલઈ જવી, કેમ છે કબુલ?

**શાસ્ત્રી**—રંગ છે તનેં, અને રંગછે આ રસ્તો શીખડાવનાર, તારી જનેતાને, અરે મૂરખી? હું પુરૂષ થઈ ગધેડો બનું?

**નવછંદી**—નવું કયાં બનવું છે, મારા જેવી નાનકડી નારીનો ભવ બગાડી બેઠો, ત્યારથી જ ગધેડો બની ચુકયો છે, માટે ચાલ તૈયાર થા.

**શાસ્ત્રી**—અરે કેમે કરી દયા ખા?

**નવછંદી**—બીલકુલ નહિ, કેમ શું કહે છે, માને છે, કે પાછી જઉં મારે પીયર.

**શાસ્ત્રી**—ના જઈશ, ના જઈશ. ઓ મારી બાપુડી ના જઈશ.

**નવછંદી**—ચાલ ત્યારેં, પહેરીલે આ પોષાક, અને બનીજા ગદ્ધો.

**શાસ્ત્રી**—શુંનવી પરણનાર, બધી બૈરીઓનાં ધણી ગદ્ધા થતા હશે કે?

**નવછંદી**—તે તો તે જાણે, પણ તું તો તારૂં કર.

**દોહરો**

તું ગદ્ધો હું બેસું પીઠેં, ડફણું મારૂં તાંણી,
બે પગે બે હાથે ચાલી, બોલો ગદ્ધા વાંણી;

**શાસ્ત્રી**—ઠીક......

**દોહરો**

ભાઇ ભવાડો જોજો મારો, કરતાં બીજી નારી,
બન્યા શાસ્ત્રી ગરધવ રૂપેં, રહી ન એકે બારી;

નવી નારીની આશે, જો કોઈ ભૂલ બરાબર ખાશો;
ધોળામાં ધુડ ઘાલી, પૂરૂષ મટી ગધેડા થાશો;
ચાલ જીવ; ગદ્ધો તો, ગદ્ધો, વખત હોય વાંકો ? તો બનવું પડે ગદ્ધો તો શું ? પણ ગદ્ધાનો એ કાકો.
( પોશાક પહેરતાં )

ગાયન

શાસ્ત્રી—આ ધંધો કીધો એવો, છે મૂરખ બનવા જેવો,
આ ત્રાસ કીઆં જઈ કેવો, મનમાં સમાવી દેવો;—ટેક
નવછંદી—ચુપ બક બક કરતો બૂઢા, લે ડફણું મારૂં ગદ્ધા.
એ આંખ વીનાનાં અંધા, ખાસા જણ્યાં એ ખંધા
( ડફણું મારે છે. શાસ્ત્રી બૂંમ પાડે છે. )
શાસ્ત્રી—અરરરરરરરરહાય, બળે છે લ્હાય, કીઆં કહેવાય,—આ
નવછંદી—ચાર પગે ચાલો ગદ્ધાજી, કરૂં પલાણ પીઠ પર લાદી
( નવછંદી શાસ્ત્રીને વાંકો વાળી પીઠ ઉપર બેસે છે )
શાસ્ત્રી—મૂવો મૂવો એ માંય, નહિ સહેવાય, કંપે છે કાય—આ
( ગાયંનમાં નવછંદી શાસ્ત્રી ઉપર બેશી શાસ્ત્રીને ફેરવે છે. શાસ્ત્રી ગદ્ધાની ચેષ્ટા કરતાં ફરે છે. )

ત્રીવેણી—( બાળાઓ સાથે પ્રવેશીને )અરે ! પ્રભાતનાં પહોરમાં શહેરનાં દરવાજા પાસે, આ વીચીત્ર જાતનાં ગદ્ધા ઉપર સ્વારી કરી, આ કોણ બાઇ આથડતી હશે ?

૧ બાળા—બહેન, રખે કોઈ કાંમણ ટુંમણ કરનાર કર્કશા નં હોય ?

૨ બાળા—હા હા, જો જો, કોઈ ડાકેંણ, મંત્ર સાધના ન કરતી હોય ?

૩ બાળા—હા બા, જો જો, જો જો, કોઈ ભૂત ન હોય ?

ત્રીવેણી—પ્રભુ પ્રભુ કરો, હજુ તમારા હૃદયમાંથી, મારા સહવાસમાં રહ્યા છતાં ? વ્હેમ નથી ગયો કે ? ભૂત, પ્રેત, એ તો દુનીઆંમાં ગણાતું ધતીંગ છે. જગત બધું, જગદીશ્વરનાં, પંચભૂતથી જ ભર્યું છે, તો પછી તેમાં

છટ્ઠું ભૂત ક્યાંથી આવ્યું ? ( નવછંદી પાસે જઇને ) અરે બાઈ ? તું કોણ છે ? અને આ શું કરે છે ?

**નવછંદી**—કેમ, તમારે શું કાંમ છે ? આતો મારો ગદ્ધો છે ? અને હું તેને ખેલાવું છું ?

**ત્રીવેણી**—પણ આવી આકૃતિ કેંમ ?

**૧ બાળા**—નાકેં, નયનેં, નથી દીસતો, હોય ખરો આ ગદ્ધો ?

**૨ બાળા**—ચાલ ચલણમાં વેશ ધારી છે, આંખ વિનાનો અંધો

**૧ બાળા**—( કાંન પકડીનેં ) કાંન કપડાનાં છે આ ?

**૨ બાળા**—( મોહું ઉતારી લઇનેં ) મોહું માણસનું છે આ ?

**ત્રીવેણી**—અરે આતો શાસ્ત્રી, અમથારાંમ મહારાજ !

**શાસ્ત્રી**—મોકાંણ, નાશ મારા બાપ, નાશ, ( નાશીજાય છે )

**ત્રીવેણી**—પણ આ બાઇ કોણ છે ? બાઈ.

**નવછંદી**—( રોફથી ગુસ્સે થઇનેં ) કોણ તે કોંણ ? હું તેની નવી બૈરી છું ? તમારે વચમાં આવવાની શી જરૂર હતી? ઉંહ. ( શાસ્ત્રી પાછળ તે પણ ચાલી જાય છે )

**ત્રીવેણી**—કોઇ વીચિત્ર સ્વભાવની બાઈ જણાય છે ? હલકા સ્વભાવનાં માણસથી વાત કરવામાં પણ, ખચીત્ત આપણી કીંમત ઘટે છે, માટે ચાલો. ( જતાં અચકાઇને ) સબૂર? સામેથી રૂપલી આવે છે ? આંમ ઉદાસ કેમ ? ( રૂપલી આવે છે તેનેં ) આવ, આવ, બહેન રૂપલી, આજે આંમ ચીંત્તાતુર કેમ દેખાય છે ?

**રૂપલી**—દેવી ? દેવી ? શું કહું,—

## છંદ.

હીણ ભાગ્યીનાં હતભાગ્યમાં, સુખની ન હોએ છાંયડી,
ભરવાડ કંઠેં ક્યાંથી શોભે, શુદ્ધ મોતી હારડી;
આંમ રંકનાં, ભમરાળ ભાગ્યેં, સંગ કીધો આપનો,
પણ લાભ શી રીતેં મળે ? જ્યાં ઘડો ભર્યો છે પાપનો.

**ત્રીવેણી**—પણ એવું છે શું ?

રૂપલી—શું કહું ? કહેતાં, જાંનથી જવાય છે, નહિ કહેતાં વીધવા થવાય છે,

બધાં—( આશ્ચર્યથી ) હેં !

ત્રીવેણી—શાંન્તિ રાખ બહેન, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી, આવેલ આફતથી બચવા, બનતો ઉદ્યોગ કર.

રૂપલી—બહેન ? જે ઉદ્યોગ કરવાનો અધીકાર જ નથી. તો પછી તે ઉદ્યોગ માટે મફતનો શ્રમ શા કાંમનો ? મારાં ભાગ્ય ફુટી ગયાં, જરૂર મને એમજ જણાંય છે. કે હવેનાં દિવસો, આ હીંણભાગીને કરમે; વીધવા, અને રાંડીરાંડ બનીનેજ કાઢવાનાં રહ્યા, ઓ પ્રભુ, ઓ પ્રભુ, શું તું એકને રૂપ આપે છે. તે બીજીને રંડાપો આપવા માટે ? ( રડે છે)

ત્રીવેણી—હરી, હરી, કેવો વખત. આ બીચારી ગરીબ બાઇને માથે, એવું તે શું દુ:ખ પડયું હશે ? કે તે બોલી પણ શકતી નથી. ( રૂપલીને શાંન્તિ આપે છે ) રૂપલી બહેન ? ધીરજ ધર, મારા પાળક પિતા ગોપાલદાસ; અને જગતપીતા જગદીશ્વરનાં, સોગંન લઈ કહું છું કે તારૂં જે દુ:ખ હશે, તે મારી કાયાની કુરબાંની આપીને પણ હું કાપીશ.

રૂપલી—નહિ, નહિ, ઓ બહેન, એ નહિ બને, સોગંન ખાઇ ધર્મ સંકટમાં ન સપડાઓ ? સાહસની આગમાં ન ઝંપલાઓ, ઓ પ્રભુ, તારો આ શો ન્યાય. એકને રૂપ, તે બીજીને રંડાપા માટે ?

ત્રીવેણી—આનો અર્થ શો ? રૂપ શું ? રંડાપો શો ? બહેન રૂપલી બાઇ ? મારૂં હૃદય આ વાતમાં, શું જાણે શાએ કારણથી, વલોવાઈ જાય છે. માટે ફરી, ફરી, તને અભયદાંન આપી કહું છું. કે, તારૂં ગમે તે દુ:ખ હશે, તે હું ટાળીશ, લે આ વચન.—( વચન આપે છે. )

છંદ.

ગભરા નહિ ગુંણુવંતી મારી, દેશ ભગીની બહેન છો,
સાથી સદા તુજ દુઃખની, મુજ દેશ ભગીની બહેન છો;
રંક હો ફકીર હો, શ્રીમંત અગર હો રાજવી,
નરનાર બાળક જીવ કે, છો હોય ધરતો તાજવી;
તે સર્વ મારા દેશના છે, પ્રાંણુ સમ મુજને સહુ,
દુઃખ ટાળવા તે સર્વની, છે અંતરે ઇચ્છા બહું,
માટે જલ્દી જણુાંવી દે.

**રૂપલી**—દેવી ! આજે મારો ધણી, મરણુની છેલી ઘડી ઉપર છે.
**ત્રીવેણી**—શું કંઈ બીમાર છે.
**રૂપલી**—હા, તે મૂર્ખ શીરોમણીને, મહાન વ્યાધી વળગ્યો છે.
**ત્રીવેણી**—પણ તે કયો ? કયા પ્રકારનો.
**રૂપલી**—તે પાપી, આપનાં મોહમાં પડયો છે, નથી ખાતો નથી પીતો, જ્યારથી આપને જોયાં છે, ત્યારથી ફક્ત આપનું જ નાંમ જપતો, કાંમજ્વરથી પીડાતો પથારી વશ થઇ પડયો છે. હવે છેલી ઘડીએ, આપનાં નાંમનાં દંમ ભરતો, મોતનાં ઘોડા ઉપર ચડયો છે. એની આવી હલકી વૃતી થવાની વાત, શર્મને લઇ અત્યાર સુધી તો આપ પાસે ન બોલી શકી, પણ છેલી ઘડીએ ન છૂટકે

છંદ

આવીશું આખર આશરે, રંક બહેનને બચાવજો,
પતી જીવનનું દઈ દાંન, રંક બહેનને બચાવજો;
આપનાં અતી રૂપમાં, મંન તેમનું પરવશ થયું,
જો નહિ પકડો બાંહ્ય, તો તો જરૂર જીવંન છે ગયું;

**ત્રીવેણી**—( અત્યાર સુધી વીચારમાં ઉભી ઉભી રૂપલીની વાત સાંભળતી હતી તે એકદમ ચમકીને તથા સમજીને ) સમજી. એકને રૂપ, તે બીજીને રંડાપો આપવાનાં

સત્ય અર્થને હવે હું બરાબર સમજી. એ અંત્યજ મારા મોહમાં મરી ફીટે, અને આ બાઇ વીધવા થાય. એટલે એકને રૂપ તે બીજીને રંડાપો તો ખરોજ તો? શું તે મારો સાચો પ્રેમી છે? શું એક ઢેઢ કોમમાં અવતરેલ આત્મા, મારો અંતર પ્રેમી થવા ઇચ્છે છે? શું તે મારા મોહમાં મરવા ઇચ્છે છે? આ બાઇના કહેવા પ્રમાણે, શું તે આ શરીર પાછળ પોતાના દેહનું પતન કરવા ઇચ્છે છે. નહિ, તેમ નહિજ બને. આ ત્રીવેણી, એવાં બે પાપ વોરવાની અધીકારીણી નહિજ થાય. ઓ પ્રભુ! ઓ પ્રભુ! આ બાઇ, તારા આપેલા રૂપને અપરાધી બનાવે, તે શું તું જોઇ રહીશ? નીતી, ન્યાય, અને ધર્મનાં નામ ઉપર ધુડ ફરશે, ત્રીવેણી, એ તારા સ્થાપેલા, ધર્મ, નીતી, અને ન્યાયનાજ ચીલે, ચાલે છે. તો તે ચીલે ચાલનાર આત્માને, ધર્મ સંકટમાંથી મુક્ત કરવો, તે તારીજ ફરજ છે.

છંદ.

બુદ્ધીનાં દેનાર દાતા, જગતનાં જગદીશ તું,
દે, સુબુદ્ધી સદા એવી, પાપ ધાતી નવ બનું;
ધર્મ સંકટ આગમાં ધરી, શુદ્ધ કાંચન તાવમાં,
સાપને લાઠી બન્ને, આબાદ રહે એ ભાવના,

(શુદ્ધ વિચાર સ્ફુરી આવવાથી) બરાબર ધન્ય, બુદ્ધીનાં દાતા, તમનેં તો કોટાંન કોટી ધંન્ય વાહ, કેવો ઉત્તમ વીચાર! ઉદભવ્યો, બહેન રૂપલી? જા, જા, તારા ધણીને કહે, કે હું તેને મળીશ.

**રૂપલી**—(આશ્ચર્યથી) હેં મળશો?

**ત્રીવેણી**—હા, મળીશ.

**રૂપલી**—પણ શી રીતે? અમે ઢેઢ, આપ ઉંચ જ્ઞાતિમાં અવતરેલ એક શ્રીમાંન જહાગીરદારની પુત્રી, તે અમારા અધમ અવાસમાં કેવી રીતે આવી શકશો?

**ત્રીવેણી**—સાંભળ, આવીશ તો ખરી, પણ એક શરતે.

**રૂપલી**—તે શી ?

**ત્રીવેણી**—તારા ધણીને જે રોગ લાગુ પડયો છે, તેની દવા હાલ તો એટલી જ કે, તું તેને, હું મળીશ એમ કહીશ, એટલે તેનાં હૃદયમાં નવું જીવન પ્રાપ્ત થશે. તે જ્યારે કંઈક ટટાર થાય. ત્યારે તેને કહે જે કે ? એક શુદ્ધ અને સાફ કોરો માટીનો કુંભ લઇ, તેમાં દુધ, દંહી, મધ, ઘી, અને સાકર, એવી રીતે પાંચે ચીજો સરખે ભાગે ભેળવી, પંચામૃત બનાવી, તેનાથી ઘડો ભરી. અંહીથી આપણાં શહેર બ્હાર, જે ઠેકાણે ત્રણ નદીઓનો સંગંમ થાય છે. તે ત્રીવેણીમાં એક સો ને આઠ વખત સ્નાંન કરી, બાંહ્ય સુદ્ધી કરવી. પછી સમશાંનમાં આવી, મૃતક મનુષ્યની ભસ્મ લઈ, શુદ્ધ જળથી પવીત્ર કરી, પગનાં અંગુઠાનાં નખથી તે માથાની શીખા સુધીનું, આખું શરીર ભસ્મ મય બનાવવું. ત્યારબાદ, જ્યાં આપણા શહેરનાં દરવાજા બ્હાર ગાયોનું જુથ ઉભું રહે છે, તે ધણું ચોકમાં ધુંણી ધખાવી, આસંન લગાવી, અંન, જળનો, ત્યાગ કરી, સૌન્યવૃત્તિથી એક ધ્યાંને, શ્રીરાંમ નાંમનો અંતરમાં, પ્રણવ જાપ જપવો. કોઈ બોલાવે તો બોલવું નહિ, કોઈ ખવરાવે તો ખાવું નહિ, આંખો ઉઘાડવી નહિ, રામનામ શીવાય બીજામાં મંનને જવા દેવું નહિ, જો આવી રીતે ઓગણત્રીસ દીવસ કરશે, તો મારૂં વચન છે કે, ત્રીસમેં દીવસેં, હું તેને જરૂર મળીશ. અને તેની ઇચ્છા પુરી કરીશ. પરંતુ, ઉપર બતાવેલ ક્રીઆમાં જરા પણ ચુકશે, તો હું તેને નહિ મળું તે તેને ચોકસ જણાંવજે.

છંદ.

શ્રીહરીની શાક્ષીએ, આ વચન મારૂં આપું છું,

નીરભય રહે એ બેહેંન, તુજને અભય સ્થાને સ્થાપું છું;
સૌભાગ્ય તારૂં રૂપ, મારાથી નહિ ખંડન થશે,
કીરતારની કરૂણાં થકી, તુજ સર્વ વ્યાધી દૂર જશે.

**રૂપલી**—(ખુશી થઇને) ધન્ય છે, દેવી આપની ઉદારતાને. હવે હું જાઉ છું, અને આપનાં કહેવા પ્રમાણે, તેને સમજાવી, ઉદ્યોગ કરાવવા તૈયાર થાઉં છું.

છંદ.

છે ધન્ય આપ્યું જીવન મુજને, જનેતા છો માહરી,
બાળકી છું સદાની, રૂણી માતા તાહરી;
મુજ રંક અંતર એજ ઇચ્છે કોટીધા કલ્યાણ હો,
એ ઇશ્વરી આ જગતમાં, તુજ ઉદય કીરતી ભાણુ હો.
( જાય છે )

**ત્રીવેણી**—વાહવા, વીશ્વ ઘટનાં ઘડનાર જગત નાયક! બલીહારી આપની માયાની, કેવો કસોટીનો વખત, ખેર, પ્રભુ? ત્રીવેણી તારી છે, શુદ્ધ માતપીતાનાં, પવીત્ર પ્રેમની પવીત્ર પ્રસાદીનો નમુનો છે. તેને શુદ્ધ બુદ્ધીનાં સાધનથી, સત્ય રસ્તે ચડાવી લેવી, એ તારી જ ફરજ છે.

દૂહો.

ધરી અબળા અવતાર, મોંઘો માનવ જાતમાં,
ધીક ધર્યો આ દેહ, જો સાધન સાધ્યું નહિ;

ગાયન.

અબળાનાં બેલી, અવીનાશી લીઓ દાદ,
હો વૃજવાસી ઘટઘટનાં સ્વામી, લજ્જા રાખોને ભગવાંન;
સંકટ આ વાદળ છાયું, ધર્મ કર્મપર નાથ ઘેરાયું;
વીપત્ત વંણસાવો વેગે, કરી વીભુવાર, હો વ્રજવાસી,—ઘટઘટ
કુંદંન કસ ઉપર ચડીયું, પાંમરને હાથે પડીયું,
તાવી દીપાવી, દયા લાવી, કરો સ્હાય, હો વ્રજવાશી—ઘટઘટ
( ગાયનને અંતે જવું )

# પ્રવેશ ચોથો.

સ્થળ—સમીક રૂષીનું આશ્રમ.

પાત્રો—સમીક, કળીયુગ, પરિક્ષીત, શ્રંગી,
શીષ્યો, તક્ષક નાગ, વીગેરે.

**કળીયુગ**—( ભૂમીમાંથી, અગ્નીજવાળાએં પ્રગટ થઇને )

છંદ.

છે શાંન્ત સ્થળ આ શાંન્તવંન, વળી શાંન્ત વંનચર પ્રાણીઓ,
સંભળાય કાંને ફક્ત એક, વીકાળ વરૂની વાંણીઓ:
સમાધી શાંન્તી તણી, ધરી ધ્યાન રૂષી લગાવતા,
વીશ્વની માયાને મમતા, ક્ષંણુમંહી વીસરાવતા
લાગે સરસ છે શાંન્તી સહુને, પણ મુને શા કામની,
પ્રવરતીનાં પ્યાસુ જીવને, નીવૃત્તી છે નામની.

નથી, નથી દેખાતી, શૂરવીરનાં હૃદયને સૂસ્ત બનાવનાર, એ રંડા શાંન્તી, અદ્રશ્ય રહીને જ પોતાનો ભાવ બતાવે છે. પણ જો પ્રત્યક્ષ થઈ, મારી પ્રવરતીને પાછી પાડવા પ્રયત્ન કરે? તો તેને પણ હું જોઇ લઉ, હાથમાં આવે, તો આ ચરણ તળે, ચાંપી બરાબર સજા દઉં.

**પરિક્ષીત**—(અંદરથી નેપથ્યમાં)

ગાયન

મળશે ક્યાં એ મંન હરણી, ચતુરાં છે ચંપક વરણી,

**કળીયુગ**—( અવાજ આવતો સાંભળીને ) હેં ! આ કોનો અવાજ ? (જોઇને) એજ, એજ, આ ચોથા યુગનાં, અધીશ્વરને અનાથ દશામાં કેદ કરી, કંગાલ બનાવનાર, પેલો પરિક્ષીત. આવ્યો ! આવ્યો ! શીકાર અનાયાસે બરાબર હાથ આવ્યો.

છંદ

ત્રશ્નાં હતી જે દીલમાં, તે સમય સહેજે આવીઓ,
કૂદરતે કરી સ્હાય, પાસો પલમંહી પલટાવીઓ;
વેરની વસુલાત લેવા, જેહની ઇચ્છા હતી,
સહેજમાં સપડાઇ આવ્યો, તે અંહી ફરી ગઇ મતી.

નહિ છોડું, પરિક્ષીત, મનેં બંધન મૂકત કરી, માંન ભંગ કરનાર કટા શત્રુ! હવે તને હું નહિ છોડું. મને રહેવા માટે જે સ્થળો બતાવેલ છે; તે પૈકીમાંનું, પહેલું સ્થળ સૂવર્ણ, તે તો તારા તાજમાંજ છે. પ્રથમ તેમાં પ્રવેશું, બુધ્ધી ભ્રષ્ટ કરૂં. આ સમીક રૂષીનો અપરાધી બનાવી; તેના મૂખ્ય શીષ્ય શ્રૃંગીથી શ્રાપ અપાવું. અને છેવટ તારી જીંદગીનો પણ અંત લાવું. ત્યારેજ હું કળીયુગ સાચો કહેવાઉં, ચાલ શુક્ષ્મ રૂપ લઇને પ્રથમ તેના તાજમાં પ્રવેશી બુદ્ધિ ભ્રષ્ટ કરૂં.

છંદ.

જોયો નથી આ હાથ કળીનો, કઇકનેં રખડાવીઆ,
નળ ધર્મ જેવા જીવને, કરી કહેર છે સપડાવીઆ;
તો તું બીચારૂં તૂચ્છ પ્રાંણી, કાળ હું તું મગતરૂ,
પલએકમાં પીસી કરી, યંમરાયની પાસે ધરૂં.

(અદ્રષ્ય થાયછે. અને પરિક્ષીત ઇરાવતીની શોધમાં અફસોસ કરતો આવેછે )

**પરિક્ષીત—** ગાયન

મળશે ક્યાં એ મંનહરણી, ચતુરા છે ચંપક વરણી–ટેક
ક્યારે કરૂ મૂખ દર્શન તારૂં વીરહ વૃથાએ બળે મંનમારૂ,
રાંમા રસીક રતી સમ રમણી .... ... મળશે
નભચર નીત્ય લઈ ક્યાં નાઠો, સમય શ્રીહરી આ શો માઠો
નાથ મેળવ ઝટ એ નંમણી .... ....: ...., મળશે.

આહા, ક્યાં જાઉં, ક્યાં શોધુ?

છંદ

વંન વંન ફ્યેર્યો પણ નવ નીહાળી, સુંદરી સૂલક્ષણી,
પહાડો મંહી પણ નવ નીહાળી, સુંદરી સૂલક્ષણી.
હા દેવ આ! આઘાત શીદ, એ દૂષ્ટનો મુજપર થઓ,
ગૃહ લક્ષ્મીને હરતાં હરાંમી, શીદ તું જીવથી રહયો.

ઇરા, ઇરા, મારી હૃદય વીણાં હું શું કરૂં. કોને કહું? તારૂ હરણ કરનાર. એ બીકણ બાયલો, છુપાઇ બેઠો છે; પરંતુ જો પ્રત્યક્ષ થાય અને સનમૂખ દેખાય તો આ ક્ષત્રી બચ્ચો, પોતાનાં બાહુ બળનુ સામર્થ, પૂરેપૂરૂં બતાવે. ( હતાશ થઇને ) હા પણ નકામો, ગુસ્સો નકામો, ક્યાં છે તે, કયા છે તે વખત, અને કયાં છે અત્યારે એ મારી ઈરાવતી. હાલતો ભૂખથી અને ત્રષાથી પીડાતો હું પરિક્ષીત રાજા નહિ, પણ એક રખડતા ભીક્ષુકથી પણ ભીક્ષુક છું. ( આશ્રમ અને તેમા સમાધીસ્થ થએલ, સમીકરૂષીને જોઇને) વાહવા ! આતો કોઈ મહાંન રૂષીનું આશ્રંમ સ્થાંન છે. કેવી શાન્તી ! શીતળ પવનની મંદ મંદ મધુરી અને શુદ્ધ લહેરો. આ પવીત્ર આશ્રમના. પવીત્ર વાતા વરણનો તાદ્રષ્ય ભાસ કરાવે છે. ચાલ રૂષી વર્યની નીકટમાં જાઉં, દર્શન કરી પાવંન થાઉં. અને ક્ષુધા ત્થા તૃષાથી, આકુળ વ્યાકુળ થએલ આત્માને, આનંદ દઉં—(:રૂષી પાસે જઇને ) મહારાજ ? આ હસ્તીનાપુર પતિ પરિક્ષીત, આપને દંડવત્ પ્રણાંમ કરે છે. ( પગમાં પડે છે. )

**કળીયુગ**—( અંતરીક્ષથી ) મળ્યો. વખત બરાબર મળ્યો. બસ હવે સુક્ષ્મરૂપે, તેના તાજમાં દાખલ થાઉ છું. ( કળીનું શુક્ષ્મરૂપે અધરથી ઉતરી પરિક્ષીતનાં તાજમાં પ્રવેશવું. )

**પરિક્ષીત**—(ઉઠીને) કૃપાનાથ, મને તૃષા લાગી છે. કૃપા કરી જળપાંન કરાવશો ? ( સમીક રૂષી સમાધીસ્થ હોવાને લીધે નહિ બોલવાથી ) હેં, આશું ! શું આ કોઇ

વેશધારી છે. હું પરિક્ષીત, ભૂમંડળનો રાજા ! હસ્તીના-પૂરપતિ, પાંડવોનાં વંશનો અંશ, તેનું આ સંનમાન? એક સાધારણ પાણી જેવી ચીજનો ઇનકાર? (ક્રોધથી) ઓહ, આ દંભી, સમાધીનો ડોળ કરી મોટો આડંમ્બર ધરી, મને બેવકુફ બનાવે છે. બ્રાહ્મણની તે વળી બુદ્ધી કેટલીક? રાજવંશીઓનું સનમાન કરી તેની પારેથી જોઇતો લાભ મેળવવાની આવડત તેનાંમાં હોત, તો આવા નીરજીવ જંગલમાં ઝુંપડું ઘાલી બેસેજ કેમ? ચાલ ચાલ્યો જાઉં, આ ભીખારી મારી ભૂખ શું ભાગવાનો હતો. ( જતાં ખંચાઇને ) ઉભો, આ મારો અપરાધી છે. આ પૃથ્વીપતિનાં અપમાનની તેને સજા તો મળવીજ જોઇએ. ( આકાશ માંથી મરેલ સર્પ કળીયુગ પરીક્ષીતનાં ચરણ પાસે ફેંકે છે. ) બરાબર, ઇશ્વરની પણ એજ ઇચ્છા છે. નહિતો આંમ જોઇતી વસ્તુ હાજર થાયજ નહિ. (સાપને તીરથી ઉપાડી સમીક રૂષીનાં ગળામાં નાંખે છે ) લે, લે, અપરાધી, તારા અપરાધની આ શિક્ષા.

( ક્રોધીત બની પરિક્ષીત ચાલ્યો જાય છે. )

કળીયુગ—( પ્રગટ થઇને ) કામપાર, ચાલ હવે શ્રૃંગીનાં હૃદયમાં પ્રવેશ કરી તેને અહીં લાવું, અને તેને ક્રોધીત બનાવી, પરિક્ષીતને શ્રાપ અપાવું. ( કળીયુગ અદ્રશ્ય થાય છે અને શ્રૃંગી બીજા પોતાના સંગી રૂષીકુમારો સાથે પ્રવેશે છે. )

શ્રૃંગી તથા રૂષીકુમારો—

ગાયન.

કાચો, કાચો, પાઓ છે, આ કાયા તણો રે—ટેક
પાઓ નથી ઉંડાણ ખોદાણો, ઈંટ ચુનાથી નથી ચણાંણો,
ઠીક નથી ઠેરાણો, બંગલો દેહ તણોરે (૨)— કાચો.

રજ એ રજનો ઘાટ ઘડાણો, પંચભૂતથી વળી મઢાણો,
તેમાં શું મોહાણો, ઘેલો ફરે ઘણો રે (૨)— કાચો.

ભાઇઓ! જાઓ, યજ્ઞશાળામાં સમીધ પુષ્પાદી મુકી આવો.

**૧ શીષ્ય**—( સમીક રૂષીના ગળામાં સર્પ જોઇને ) શ્રૃંગી! શ્રૃંગી, ગજબ થયો.

**શ્રૃંગી**—કેમ! કેમ! શું છે?

**૧ શીષ્ય**—આપણા ગુરૂશ્રીના કંઠમાં, કોઇ પાપીએ મરેલો સાપ નાખેલ છે.

**શ્રૃંગી**—( સમીક રૂષીના ગળામાં સાપ જોઇ ક્રોધીત થઇને ) સત્યાનાશ. નક્કી આ કોઈ ક્રૂર મનુષ્યનુંજ કર્તવ્ય, એવો ક્યો નીચ જે મસ્તક લઈ અહીં આવ્યો. કે મારા સમાધીસ્થ ગુરૂના પવિત્ર દેહને અપવીત્ર કરવામાં ફાવ્યો. ફીકર નહિ, હજુ તેને બ્રહ્મણની પીછાંન નહિ હોય? રૂષીઓની ઉગ્રતપશ્ચર્યાનો પ્રભાવ, તે નાદાનથી તદ્દન અજાણ્યો હશે? ઠીક છે, ઠીક. આ શ્રૃંગી આજે તેને બરાબર ચમત્કાર બતાવશે, બ્રહ્મ તેજરૂપી ક્રોધાગ્નીમાં ભસ્મીભૂત કરી જીન્દગીથી રઝળાવશે.—

### છંદ.

જહાંનવીનું પાન કીધું, કપીલે અંજલી ભરી,
સાગર તણું શોષણ કર્યું, જેમ અગસ્તે અંજલી ભરી;
તેમ ગુરૂ સમીકનાં, અપરાધીને અંજલી ભરી,
આપ આપુ સદ્ય આજે, ક્રોધથી અંજલી ભરી.
દેવ માનવ યક્ષ કે, જેણે કર્યું આ પાપ છે
દસ દીવસમાં તેહનાં, હરે પ્રાણ તક્ષક સાપ જે.

(રૂષીના ગળામાં પડેલ, મરેલા સાપને ઉદ્દેશીને ) ઓ મૃત્યુ પામેલ સાપ, જો મેં અત્યાર સુધી, સત્યતા અને બ્રહ્મચર્ય સાથે શુદ્ધ અંતઃકરણથી, ગુરૂસેવા કીધી હોય? તો મારી તને આજ્ઞા છે કે, તું સજીવન થઇ, તક્ષક

રૂપે મહાંન વીષધર બની, અહીંથી આજપળે વીદાય
થા. એ મારા ગુરૂદ્રોહીને ડંશ દેવા સત્વર જા—
( અંજલી પાણીની મંત્રીને મરેલ સર્પ પર નાખતાં,
સર્પ સજીવન થઈ ઝેરની જ્વાળા ફેંકતો વીદાય થાય છે.
મોરલીની ધ્વની થાય છે, સર્વે રૂષીબાળક આશ્ચર્યથી
જોઇ રહે છે, સમીક રૂષી સમાધીથી મુક્ત થઈને )

**સમીક**—હં, હં, શ્રૃંગી ? શાન્તિ, શાન્તિ,—શાન્તિ

ટેબલો.

## પ્રવેશ પાંચમો.

સ્થળ—હસ્તીનાપુરનો એક રાજ્ય માર્ગ.

**પાત્રો**—જયા, વીણાં, બંસી, જંન્મેજય, અમાત્ય, વગેરે.

**જયા**—( અમાત્યપુત્રીજયા, માતપિતાના પ્રેમની પ્રસંસા
કરતી પ્રવેશે છે. )

સાખી

પ્રેમ નેંમ સહુ વિશ્વમાં, દ્રષ્ટી ગોચર થાય,
પણ માતાપીતા સમો, નહિ નહિ કહીં દેખાય.

ગાયન

તેમાં એ જનની જીવન, પ્રેમમય પુરૂં જણાંએ,
જોતાં નીજ બાળ દુઃખે, ત્રાસથી તનડું તણાંએ;
બાળે દેહ, પાળે સ્નેહ, નેહથી, નજરે નીહાળી.
ભરે નીર નેત્ર માંહી, ઉરને ઉમળકે ભાળી,
જનની જગદંબા તારી, પ્રીતીની રીતી ન્યારી;
જગમાહે મંગળ મૂર્તિ, માતપીતાની છે બલહારી.

( ગાયનને અંતે જયાં પુસ્તક જોતી ઉભી રહે છે બીજી બાજુથી. )

**બંસી**—( બંસી વીણા સાથે આવીને ) જોતો બહેન વીણા ?
આપણી સખી જયાગવરીતો આખો દિવસ વિચારજ
ર્ક્યા કરે છે. કેમ જાણે હસ્તીનાપુરના મહારાણીની
પદવી પોતાનેજ લેવી ન હોય ?

વીણા—બેશ બેશ, એમ તે શું બોલતી હોઈશ ? એ તો મોટા માણસ, હંમેશાં થોડબોલાંજ હોય, ગંભીરાઇ એતો મોટાઈનું ભૂષણ છે, મૂઇ ગાંડી ?

બંસી—ઠીક, ઠીક, સમજી—( પાસે જઇને ) કેમ જયા બહેન, શા વિચારના તાનમાં તણાઈ રહ્યાં છો ? આ પોથાંના થોથાંમાં શા ગોથાં ખાઈ રહ્યા છો ? કહોતો ખરાં.

વીણા—મેર મૂઇ, એટલુંએ નથી સમજતી, આતો અમાત્ય પૂત્રી, એનાતે કંઇ જેવા તેવા વિચાર હોય, એતો એંહુ–ઉં.

જયા—એટલે ? એ તમારા ઉંહુ–મૂંહુમાં તો હું કંઇ ન સમજું, મને તો માતપિતાના પ્રેમનો પાઠ, જે શીક્ષા ગુરૂ તરફથી ગઇકાલે શીખવવામાં આવ્યો છે, તેનો વિચાર કરૂં છું.

બંસી—અલી બહેન લોકો કહે છે, કે જેવો માતપીતાનો પ્રેમ, તેવો ? અરે તેથી પણ અધિક પ્રેમ રાખનાર, બીજી કોઈ વ્યક્તિ પણ આ દુનીઆમાં છે.

જયા—તે કઇ ?

વીણા—( હસીને ) હા હા હા હા હા હા, ન સમજ્યાં કે.

બંસી—સમજે તો બધુએ છે. પરંતુ આતો મોટાંના છોરૂ ? મુસદ્દીપણું વાપરે છે.

વીણા—હં, હં, તેમાં મગનું નામ, અમારા મુખથી પડાવા માગતા હશો ખરૂંના ?

જયા—મગ શું ? નામશું ? હુંતો તેમાં કંઇએ નથી જાણુતી.

બંસી—વારૂ વારૂ, પણ એતો કહે, કે ગઈકાલે નિશાળમાં રજા પડયા બાદ, રાજકુમાર જન્મેજય સાથે શી ગડમથલ કરતાં હતાં ? શું કોઈ નવીન પાઠ શીખતાં હતાં.

વીણાં—હાહા બહેન; કહેતો ખરી, મારા સંમ, કુંમાર જન્મેજયનું ધ્યાન, નીશાળમાં તારા તરફ ઘણું જોવામાં આવેછે હો?

જયા—બહેનો, કુમાર કેવા સ્નેહાળ ? અને ઉદાર હૃદયના છે. ગઈકાલે શિક્ષાગુરૂએ, એક દાખલો એવો ગણવા આપ્યો, કે હુંતો ગણતાં ગણતાં ગભરાઇજ ગઇ અને રડીપડી.

**બંસી**—પછી પછી ?

**વીણા**—પછી શું ? કુમારે છાનાં રાખેલ હશે ? દાખલો શીખડાવેલ હશે ?

**બંસી**—મારા સમ, બહેન ખરૂં કહેજે, હિસાબ બરાબર ગળે ઉતર્યો કે નહિ ? દાખલો બંધ બેઠો કે નહિ ?

**જયા**—સખીઓ શું કહું ? કુમારની કાર્ય કુશળતાનાં શું વખાણ કરૂં. મીઠા મીઠા વચનોથી, મને તો એવી આનંદમાં લાવી દીધી. દાખલાની ગણત્રીમાં એવી તો પાવરધી કીધી, કે જેની અવધી.

**બંસી**—પછી આપે તેને ઉપકારના બદલામાં શું આપ્યું ?

**જયા**—આપવાનું શું હતું ?

**વીણા**—દીલ, કેમ ખરૂંના ?

**જયા**—જાઓ જાઓ, નાનેમોઢે મોટી વાતો કરતાં શરમાતા નથી?

**બંસી**—હાસ્તો શરમનું પુછડું તો અહીં પાછળજ લટકે છે ના શું ?

**વીણા**—અરે અરે, પણ આતો જેની વાત કરીએ છીએ, તેજ આવ્યા ને શું ?

**જયા**—ક્યાં ? ક્યાં ?

**વીણા**—જો, ઓ આવે, કેમ હવે વીશાળે અમારી સાથે આવવું. છે ? કે અહીંજ વાર્તા વિનોદનો લાભ લેવો છે.

**જયા**—જાઓ, તમારે જવું હોય તો, એટલી બધી ઉતાવળ શી આવી ગઈ છે, હજુતો વખત છે ?

**બંસી**—હા બા હા, હવે તો વખત નહિ હોય, તોએ આવશે.

**વીણા**—વારૂ ત્યારે આવજો, કામકાજ હોય તો કાવજો. અને આવતાં મહેમાનને, પ્રેમ મોતીએ વધાવજો.

**બંસી**—માતપીતાથી અધીક પ્રેમ બતાવનાર, આ નવીન પ્રેમી પાસેથી પ્રેમનો પાઠ પુરેપૂરો શીખજો. હો....

(વીણાને બંસી બન્ને જાય છે.)

જયા—અરે ! એતો બન્ને ચાલી ગઈઓ, હવે હું એકલી અહીં શું કરીશ ?

જન્મેજય—( પ્રવેશ કરતાં ) સ્નેહીનો સમાગમ ? કેમ જયાગવરી ? અહીં રસ્તામાં એકલાં કેમ ઉભાં છો ? શું સખીઓ સાથે નથી ?

જયા—નાજી,

જન્મેજય—નીશાળે આવવું છે ના ?

જયા—હાજી,

જન્મેજય—વખત નથી થઓ ?

જયા—નાજી,

જન્મેજય—આજેતો અભ્યાસ બરાબર થઓ છે ના ?

જયા—હાજી,

જન્મેજય—અરે ! આતો નાજી, અને હાજીનોજ ઉત્તર મળે છે. બીજું કંઈ બોલાતું જ નથીને, બાળા ? કાલે જે કવિતાનો અર્થ કરી લાવવા ગુરૂજીએ કહેલ છે, તે થઓ ?

જયા—નાજી,

જન્મેજય—હવે નાજી ને હાજીજ કરશો કે બીજું કંઈ બોલશો ?

જયા—હાજી,

જન્મેજય—ત્યારે બોલો જોઇએ, ગઈ કાલે શીખડાવેલ શીખલાના બદલામાં ઈનામ શું આપો છો ?

જયા—હું શું આપું. આપ રાજ્યધણીને, મારા જેવી પ્રધાનપુત્રી શું ઈનામ આપી શકે ?

જન્મેજય—એમાં નાના મોટાનું કંઈ છેજ નહિ, રંક કે રાય, ગમે તે હોય, પરંતુ સહુ સહુને પોતાનું મહેનતાણું તો મળવુંજ જોઈએ.

જયા—તો પછી મારી પાસે, એવું શું છે કે આપને આપું.

જન્મેજય—જે તમારી પાસે છે તેજ,

**જયા**—પણ શું ?

**જન્મેજય**—મને કંઈ નહિ, મ, અને ન ને કંઈ નહિ ન.

**જયા**—એટલે શું ! મંન.

**જન્મેજય**—હાજી, એ મન રૂપી ધંન.

**જયા**—તેતો ક્યારનુંએ અપાઇ ગયું છે. પરંતુ તેમાં તેના રક્ષકનું અનુમોદન તો જોઈશેના ?

**જન્મેજય**—તેતો મળી રહેશે, મીઆં બીબી રાજી તો શું કરે કાજી. માલધણીની હા હોય, ત્યાં સંભાળનારનું શું વળવાનું છે ? માટે આપો જોઉ વચન.

**જયા**—લ્યો આ વચન, ( જયા જન્મેજયના હાથમાં હાથ આપે છે તેટલામાં. )

**અમાત્ય**—( પ્રવેશી જન્મેજય અને જયાને એકાન્ત કરતાં જોઈને ) હેં ! આ શું ? મારી પુત્રી જયા, અને કુમાર જન્મેજય અહીં એકલાં ! નકી કળીયુગ આવ્યો, નહિતો આવડી નાની ઉમરનાં છોકરાંઓનો વળી અત્યારમાં પ્રેમ વીનોદ કેવો ? ( પ્રસીદ્ધ થઈને ) જયા, જયા, અહીં કેમ ઉભી છે ? કુમાર, જાઓ, નિશાળે જવું છે કે આમ રસ્તામાં જ રખડવું છે.

**જન્મેજય**—નહિજી, આ ચાલ્યો ( નમીને જતાં ) જવું તો નહિ, બાજુ ઉભા રહી, પીતા પુત્રીની રસાકસી તો જોવી.

( બાજુ ઉપર છુપાઇને ઉભો રહે છે )

**અમાત્ય**—નાદાન છોકરી ? આટલી નાની ઉમરમાં કુમાર સાથે એકાન્તમાં વાતો કરતાં શરમાતી નથી ? એતો હું જોતો આવું છું કે, તારી માતાના મરણ પછી, તું ઘણીજ સ્વછંદી બની ગઈછું, પણ હવે તેમ નહિ ચાલે, સમજી ?

**જયા**—પીતાજી ? એમાં સ્વછંદતા શી છે, શું રાજકુમાર એ કંઇ કોઈ બીજા છે ?

અમાત્ય—ચુપ, નાને મોઢે ચપ, ચપ, ચપ, ચપ, બોલતાં બહુ આવડે છે ખરૂં કે ?

જયા—ત્યારે શું, માતાપિતાની પુત્રીને, પીતા પાસે દીલ ખોલીને દલીલ કરવાનો અધીકાર પણ નથી. શું જન્મેતા જતાં પુત્રી સદા પરવશતા ભોગવવાનેજ સરજાએલી છે ! શું તેને, મન મૂકીને બોલાવાનો હક પણ નથી.

અમાત્ય—ના ના, નથી. આજકાલના વેંત વેંત જેટલાં ટીચુકડાંઓની છોકરીઓ જુઓ વધી ગઈ છે ! છોક ! કુમાર પણ વાળી ઓઢેલ લાગે છે.

જયા—પીતાશ્રી ! મને જે કહેવું હોય તે કહો, ચાહાવો મારી નાખો, બાળી નાખો, પરંતુ નાહક એ રાજકુમાર ઉપર આપના કુવાક્ય કુહાડાનો ઘાવ ન કરશો; તેને કંઈ ન કહેશો.

અમાત્ય—( ગુસ્સાથી ) હેં, ન કહું એમ.

જયા—શું, તેમને કંઇ આપનું બગાડયું છે ? મહાન પ્રતાપી મહારાજા પરીક્ષીતના, કુળદીપકની લાયકી તો જુઓ, આપે અપમાન કરી કાઢી મૂક્યા છતાં, આપનું વડીલ તરીકે કેવું માન જાળવ્યું ! મોટાઇ તો ત્યાં દેખાય છે.

અમાત્ય—તેથી શું ! હું તેના પીતાનો; મારો પ્રધાન છું. આખા હસ્તીનાપુરના રાજ્યતંત્રની બાજી; આ અમાત્યના હાથમાં છે; હું ધારૂં તે કરૂં.

જયા—નહિ, બાપુ નહિ; બાજી તો બાજ બંધુનાં હાથમાં છે. આપનું ધાર્યું કંઇ નહિ થાય, કારણ કે આપતો નીમીત્ત માત્ર છો.

### દોહરો.

બાજી બીછાવી ઈશ્વરે, માયા રૂપી પટ પાથરી,
જન જીવનાત્મા સોગઠાં, સહૂ પૂર્ણ ઇચ્છાઓ કરી.

અમાત્ય—ત્યારે શું હું નહિ !

જયા—અનંતવાર નહિ, જે અખીલ બ્રહ્માંડનો અધીશ્વર છે, અને જે આખા વિશ્વના રાજ્યતંત્રને ચલાવે છે. તેજ ત્રીભુવનપતિ, આ હસ્તીનાપુરનું રાજ્યતંત્ર પણ ચલાવશે. તેમાં મેં કર્યું, હું કરૂં છું, કહેનારા મફતમાં મલકાય છે; ખાલી ખાંડ ખાય છે.

છંદ.

હું હું કરી જન કઇક ખાલી, મુછ મરડી મ્હાલતા,
પણ કાળ આવ્યે અહીનું અહીં, રાખી ગયા જખ મારતા;
હુંપદ તણો મગરૂર રાવણ, ક્ષણ મહી રખડી મૂવો,
દુષ્ટ દુર્યોધન દુશાસન, નાં ચરિત્રો ને જુઓ;
રાવ રાણા, શેઠ શાણાં, હું કહી હારી રહ્યા,
કાંમ નાવ્યું કાંઈ કોઇને, હાથ ખાલી સૌ ગયા.

ગાયન

સાખી

હું હું કરી હારી ગયા, રાવણ સંમ રણ ધીર,
કાળ ઝપાટો લાગતાં, ન રહ્યા પીવા નીર;
મોટાઈ મૂકીને પીતા, ભજો હરી નાંમ હે......મોટાઈ
આવે નહિ સાથે સ્નેહી, સગાં સુખ ધાંમ હે......મોટાઈ
લઘુતામાં પ્રભુતા ભારી, સાચી સ્વર્ગની એ બારી,
હુંપદ છે હાડ મારી, કીર્તી કોટ ટાળ નારી;
અપયશનાં સાથી શાંને, બાપુ બનો આંમ હે......મોટાઇ

અમાત્ય—ઠીક છે, ઠીક ?

( ગાયનને અંતે, અમાત્યનું ગુસ્સે થઇ જવું. જયાનું બીજી તરફ જતાં; જન્મેજયે, આડે આવી ઉભું રહેવું. )

જન્મેજય—ધીરાં ! ધીરાં ! શુદ્ધ ક્ષત્રાણીની કુંખને દેદીપ્ય કરનાર સત્ય વકતા સુંદરી ? જરા ધીરાં.

જયા—( શરમાઇને ) ઉંહ, તમો હજુ અહીંજ છો કે ?

જન્મેજય—હાજી, પીતા પુત્રીની રસાકસી વાળી કસોટીનો અનુભવ તો લેવોજ જોઇએ નાં, સમાગંમ વીનાં પાત્ર કુપાત્ર કેમ ઓળખાય, સહવાસમાં આવ્યા પહેલાં ગુણ દોષનો અપવાદ કેમ મૂકાય?

જયા—વારૂ, વારૂ પણ હવે નીશાળે પધારશો? સમય થઈ ગયોછે.

જન્મેજય—સ્નેહીનાં આનંદીત સમાગમમાં, સમયની પણ ક્યાં ખબર પડે તેમ છે.

જયા—ઠીક, ઠીક, ચાલો ક્યાંક માંડા થઈ જશો? તો પાછા દવાશાળામાં મોકલવા પડશે, મોટા રાજકુમાર થઈ આવી મસ્તીએ ચડતાં શરમાતા નથી?

જન્મેજય—આવી મસ્તી તો, સહુ કોઈ ઇચ્છે છે. ભલા, ભલા, પાંચમાં પુછાતા પંડીતો પણ, આ મસ્તાઇનો અનુભવ લઇજ ચુકે છે. માટે એતો?

## ગાયન.

મદન મસ્તીમાં હસ્તી જેવા, માંન મૂકે છે માંનવી,
તપસી પણ લપસીને બેઠા, છોડી જંગલ જહાંનવી:

જયા— મકરંદ મસ્તી કરતાં ચુકે, પંકજ માંહી દેહજ મુકે,
જન્મેજય—ઈંદ્ર અપ્સરા ચરણેં ઝુકે, દેવ લોકનો દાંનવી;
જયા—ભૂલ્યા સરભંગી સંમ યોગી, બન્યા મસ્તીથી ક્ષણભરભોગી
જન્મેજય—ત્યાગી, રાગી, કે વળી રોગી, ગબડી પડતા જ્ઞાનવી.

( ગાયનને છેવટે જન્મેજયનું ખુશી થતાં, જયાને લઇને જવું. )

—ooo—

# પ્રવેશ છઠ્ઠો.

---

સ્થળ—રસ્તા ઉપર અમથારામ શાસ્ત્રીનું ઘર.

પાત્રો—નવછંદી, અમથારામ શાસ્ત્રી, સમૈયો, રૂપલી તથા પડોશીઓ.

નવછંદી—( ઉંઘમાંથી આંખો ચોળતી ઉઠી, બ્હાર આવીને )

ગાયન.

હાં હાં રે હું તો જાગી, નીંદલડીને ત્યાગી,
અમથા, ઓ અમથા, મૂવા અમથા.......હાંહારે.

શાસ્ત્રી—( દોડતો આવી, નવછંદીને જોઈ ધ્રુજતાં )
મારો મારા બાપ, આતો જાગ્યું મારૂં પાપ,

નવછંદી—કેમ શું જુએ છે ભટ, લાવ દાતણ તું તો ઝટ;

શાસ્ત્રી— લાવ્યો, લાવ્યો, લાવ્યો, મારી લાડીલી ઝટપટ.
( દાતણ લેવા જવું. )

નવછંદી—હાં હાંરે હું તો જાગી ... .... ...હાંહારે,

શાસ્ત્રી—( દાતણ લાવીને ) આવ્યો, આવ્યો, આવ્યો, લ્યો આ દાતણ.

નવછંદી—( દાતણ ઝુંટવી, મોમાં નાખી, અમથા સામી આંખ કરડી કરી ઉભી રહે છે. ) જા, જલદી બેસવાની સાંઘા માંચી, પાણીનો લોટો, ને થુંકવાનું પાણું લાવ જોઉ.

શાસ્ત્રી—જી બહુ સારૂં.

નવછંદી—જી બહુ સારૂં એટલે શું ? ( કાંન પકડીને ) જો, આ કામ, હવેથી મારા ઉઠયા પહેલા થઈ જવું જોઈએ, ઉઠું તે પહેલાં સાંધામાંથી, પાંણીનો લોટો, અને થુકવાનું—( અમથા શાસ્ત્રીનાં મોઢા ઉપર થુકે છે. )

શાસ્ત્રી—ઉહુંહુંહુંહું-મોઢું ભરાઈ રહ્યું, જરા જો તો ખરી ? મો ઉપર થુકે છે, ગુદ્ધ કુબારજા.

**નવછંદી**—( ગુસ્સે થઇને ) અરે ઓ ઘરડા ઠચર ? આમ સાઠે બુદ્ધી કેમ નાઠી છે ? મેં તે ફટકો માગ્યો, કે મોઢું લોવા કપડાનો કટકો ? લાવ, લાવ, હવે તો એ ફટકો જ લાવ ? જરા તારાપર અજમાવી, બેરા બનેલા કાંનનાં તમરાજ ઉઘાઢી નાખું. ( ફટકો ખુંચવી લઈ અમથા ને મારે છે )

**શાસ્ત્રી**—( બુંમ પાડીને ) ઓ બાપ, મારી નાખ્યો, કોઈ આવો.

**નવછંદી**—કોણ તારો બાપ આવવાનો હતો ? ચુપ, જા જલ્દી કપડાનો કટકો લાવ. ( ફરી મારે છે )

**શાસ્ત્રી**—ઓ મા, મરી ગયો. જાઉ છું, જાઉછું. ( જાય છે )

**પાડોશીઓ**—( દોડતા આવીને ) શું છે ? શું છે ? અમથારાંમ શાસ્ત્રી શું છે ?

**નવછંદી**—છે તમારા બાપનું કપાળ ? પીટીઆ રાંડે જણ્યાં અહીં ક્યાંથી ફુટી નીકળ્યા, અમારા ઘરના ઝગડામાં આવવાનું તમારે શું કામ છે ? જાઓ છો. કે તમને પણ ચખાડું મેથીપાક ?

**૧. માણસ**—હવે ચખાડયાં, ચખાડ્યાં, રાંડ ચૂડેલ, અંહી ન હોય તારો અમથો, ઝાઝી તીનપાંચ કરીશને, તો એક લાત સાથે ભોંય ભેળી થઇને પડીશ. સમજી ?

**નવછંદી**—રડયા આખલા ? તું તો, ત્યારે પ્રથમ લેતો જા, ( ચાબુક મારે છે, બધા નવછંદીને મારવા લાગે છે. ધાંધલ થતાં, છેવટ નવછંદી ગુસ્સે થઇને,) ઉભા રહો રાંડનાઓ તમે તેમ પાંસરા નહિ થાઓ. (ઘરમાં જાય છે).

**૨. માણુસ**—અલ્યા ઓ ? શું જુઓ છો ? આજે તો રાંડને પૂરી જ કરી નાખો.

**નવછંદી**— ( દોડતી આવી ગરંમ પાણીનો ટોપ ઉચકી લાવી સર્વપર નાંખતાં, ) આવો, આવો, પુરી કરવા તો

આવો, તમારો ઓશલો કુટું રડયાઓ. લ્યો આ નવછંદીને પજવવાનું ઇનામ. ( પાંણી નાંખે છે ).

બધા—મુવા, મુવા, રાંડે બાળી નાખ્યા. નાસો બાપ નાસો,
( બધા નાસી જાય છે. )

શાસ્ત્રી—( દોડતો આવીને ) હં હં–આ શું આદર્યું છે, દેવી ભવાની ?

નવછંદી—રડયા પેલા ભવનાં વેરવાઇ, તારે લીધે જ આ મોકણુ મંડાઈ; માટે તું પણ લે. ( વધેલ પાંણી તેના પર નાખી જતાં જતાં,) ઉંહુ— ( જાય છે. )

શાસ્ત્રી—ઓ મારા દાદાના દાદા, હું મૂવો. ( શરીર સમું કરતાં ) બળ્યો આ સંસાર, બળી આ બાયડી, અને બળ્યું આ ઘર—

છંદ.

દુનીઆમાં નવ દીઠું જરીએ, સુખ જનમ આ લઇને,
ત્રણ ત્રણ બૈરી કરતાં છેવટ, બેઠો ન સુખીઓ થઇને;
જાણ્યું નવલી નારી લાવી, લ્હાવ નવા નવા લઇશું,
આખર ઉમર થાતાં હવે તો, ઘર વાસીને રહીશું.
જૂઠા જાપ જપ્યા બહું કીરતન, કથા કરી છે કુડી,
અવળા ધંધા અનેક આદરી, ભેગી કીધી મુડી;
પણ તે સર્વ તણાનું છેવટ, આવ્યું છે આ આવું,
કરમે સરજ્યું અરે ડોળીયું, તો ઘી ક્યાંથી ખાવું.

માટે મૂક આ સંસારમાં પૂળો, હવે તો જંગલમાં જઇ, કોઇ સારૂ સ્થળ શોધી, પ્રભુ ભજન કરૂં, અને અનાયાસે જે મળે તેનાથી પેટ ભરૂં—

દોહરો

જર ભલે રહે જમીનમાં, ને રાંડ રખડતી થાય,
બાળી નાખ્યો નખોદ એનું, જડા મૂળથી જાય.

( જાય છે, બીજી બાજુથી રાંમલો, ખભે કોરો ઘડો લઇ, ઉઘાડે શરીરે, શ્રીવેણીની ઝંખનામાં પ્રવેશે છે.)

રાગ્રલો— ગાયન.

સાખી.

ઘટશીર ઉપર છે ધર્યો, ઘટથી સાધીશ કાંમ,
ઘટ ઘટમાં હું જોઉં છું, તુજ તરવેણી નાંમ.
મોહીની છે લાગી લલનાં, છબીલી છબી તુજ જોઈ,
ભૂલી ભાંન ભટકું ભામાં, ખાંન પાન સઘળુ ખોઈ;
ઘટમાં પંચામૃત કીધું, મેળવવા માથે લીધું,
પામનું એ પ્રાશ્રીત લીધું, મધુરીની પાછળ મોહી—મોહીની

( ગાયનને અંતે નીશ્વાસ નાખીને )

છંદ.

વસી છે આંખમાં મારી, ત્રીવેણી તાહરી પ્રતીમાં,
ઠસી છે જીગરમાં ભારી, ત્રીવેણી તાહરી પ્રતીમાં;
રહી રોમ રોમમાં રાચી, ત્રીવેણી તાહરી પ્રતીમાં,
મહીતળ નભ સ્થળે છાજી, ત્રીવેણી તાહરી પ્રતીમાં;
ભરી બ્રહ્માંડમાં ગાજી, ત્રીવેણી તાહરી પ્રતીમાં,
નીરખતાં હું થયો રાજી, ત્રીવેણી તાહરી પ્રતીમાં;

જાઉં છું, તને મેળવવા ખાતર યોગી થાઉં છું ! અને તે કરવા ધારેલ કસોટીમાંથી પસાર થવા ચાહું છું, આ શુદ્ધ પંચામૃતથી, તારા નામ રૂપ ત્રીવેણી નદીમાં સ્નાંન કરી, આખા શરીરપર ભસ્મ ધરી, આબહુતનો આડંબર કરી, ધુણી ચોકમાં બેશી ધુણી ધખાવું છું.

છંદ.

નહિ ખાવું નહિ પીવું, મણુ બસ આસ હું એક,
નહિ બોલું બીજુ કંઇ નાંમ, મણું બસ માસ હું એક;
રટું નીત્ય ચરણનાં નામે, મણું બસ માસ હું એક,
જપીને જાપ તારો ખાસ, મણું બસ માસ હું એક.

ફુલસખી—( પ્રવેશીને, ) હા હા, સાંભળ્યો ? હવે આવ્યો જલદી તેનાં
કહેવા પ્રમાણે કરી, રામ નામ જપવા લાગી જાઓ.

ઓહો, હો,હો, ! આવું તો ક્યાંય નથી જોયું, ત્રીવેણીનાં તાનમાં તો ગાંડા થઇ ગયા, ઉંહ.

**રામલો**—રૂપલી ? રૂપલી ? શરીરની આ સ્થીતી થઈ ગઇ. છતાં તને હજુ આ બધુ ધતીંગ લાગે છે ?

**રૂપલી**—ધતીંગ નહિ તો બીજું શું ? મોટાની વાદે નાનો ધાય. મરે નહિ તો માંદો થાંય; એવો ઘાટ તમારો છે. મોટાનાં ઘરમાં નજર નાખી છે ? પણ તેનું ફળ મળે ત્યારે જોજો ?

**રામલો**—તેતો હું જાણું જ છું, પરંતુ મન કેમે કરી પાછું વળતુજ નથી, તેનું કેમ કરૂં ? જે કર્મ કરવા તૈયાર થઓ છું, તેનું સારૂં યા ખોટું, કઇકિ તો ફળ મળશે જ ? ત્રીવેણી મેળવવા જતાં, આવતા સુખ દુઃખને સહંન કરીશ. અને તેમ છતાં કદાચ આ પ્રાંણ તજવા પડશે, તો તે પણ તજી દઇશ.

છંદ.

ત્રીવેણી પામતાં આ દેહ, છો બરબાદ થઇ જાતો,
અવર ઇચ્છા નહિ બીજી, પ્રાણ સંમ તેહને ચ્હાતો;
થશે શાંન્તિ જશે ભ્રાન્તી, પડયો છું ભ્રંમમાં જે હું,
પરંમ પદ એ પ્રતીમામાં, નીહાળું છું સદા તે હું.

**રૂપલી**—ઓ હો,હો,હો,હો,હો ! એવું તે તેનામાં શું જોઈ ગયા છો ? કે ઘરબાર, બૈરી, અને આખી દુનીઆ છોડી. તેનાંજ નામમાં મોહી રહ્યા છો ?

**રામલો**—તેજ નથી સમજાતું. આ ચીત્ત એના વીના અન્ય કોઈ ચીજને નથી ચ્હાતું. મન વાળુ છું પણ વળતું નથી; કયા ભવનાં રૂણાંરબંધે તેના તરફ ઢળ્યું છે તે અનેક ઉપાએ સમજાવ્યા છતાં પણ, પાછું ફરતુંજ નથી.

**રૂપલી**—ઠીક ત્યારે જાઓ, અને લાડવો ખાઓ. આ પંચામૃતથી ત્રીવેણી નદીમાં સો વખત સ્નાંન કરી, ભસ્મ

લગાવી, ગાસને ગોંદરે અબધુત બની, રામનામ જપવા બેશી જાઓ. પણ જો જો ? એક મહીનામાં બોલ્યા ચાલ્યા, કે ખાધું પીધું, અને આંખ ઉઘાડી રામનામ જપવામાં ચુક્યા, તો તે નહિ મળે. અને કરેલી મહેનત નહિં ફળે ? હા—

**રામલો**—નહિ ચુકીશ, બતાવેલ નીયમમાં જરા પણ નહિ ભૂલતાં, તેને મેળવવાનાં હથીઆર રૂપ રામ નામને એક ક્ષણ પણ નહિ મુકીશ ?

છંદ

હવેથી બોલવાની છે, મને બાધા રટું બસ રામ,
તજી સહુ ખાન પાનોને, ભજુ ભવમાં રટુ બસ રામ;
તજીને રાહ ભોગીનો, ભજુ ભવમાં રટું બસ રામ,
સજીને સ્વાંગ યોગીનો, ભજુ ભવમાં રટું બસ રામ.
રામ, રામ, રામ, ( રામનામનું રટણ કરતો કરતો જાય છે. )

**રૂપલી**—(ચાળા પાડતી)ઉંહ-રામ, રામ, રામ, વાહરે મારા રામ.
( લટકો કરી તેનું પણ ઘરમાં જવું. )

---

# પ્રવેશ સાતમો.

સ્થળ—જંગલ—( કવર )

**પાત્રો**—પરિક્ષીત,

**પરિક્ષીત**—( પ્રવેશતાં )

ગાયન.

વીયોગીની પીડા પૂરી, સંયોગી શું જાણે,
વીરહનો વ્યાધી જખમ, પ્રેમી તે પીછાણે;—ટેક
શશીવદની એ સુંદરી, મોહક મીઠડી મારી,
મનહર મધુરી મેના, મળી ન ભાળ તારી;
કીધાં અનેક યત્ન, પણ પ્રયત્ન નાવ્યો,

ત્રીભૂવન તારણ ધારણ, આ શો સમય આવ્યો;
દયાકર દીનબંધુ, આવીને આ ટાંણે—વીયોગીની

છંદ.

થાકયો ફરી જંગલ ભયાનક, સુંદરી નવ સાંપડી,
પ્રાણ છે પરવશ બન્યા, પણ સુંદરી નવ સાંપડી;
શુ ગયો લઇ કોઇ ભૂમી, તળવીતળ પાતાળમાં,
કે હરીને હાય હીરણાંક્ષી, ગયો આકાશમાં.

અરે એ ગગન ભેદી ગીરીરાજ ? કૃપા કરી કહે, કે મારી ઇરાવતી કયાં છે ? અરે એ અધર ઉડનાર ઉડગણો, દયા લાવી દેખાડો, કે મારી એ રત્નમાળાને, કોણ કુપાત્ર હરી ગયો છે. તરૂવરો ? તમારી શીતળ છાયામાં કયાંય પણ મારી એ સૌભાગ્યવતી સુતી છે ? ના, ના

છંદ.

કર્મ હીણના કર્મમાં, મણી માળ છે નહિં છાજતી,
હીણભાગી હાથે રત્નવીંટી, શોભતાં છે લાજતી;
કળી કુસુંમ સમ માનુંની, મારી મનોહર માલતી,
ગજગામીની પેઠે રસીલી, મદભરી બહુ ચાલતી;
હા હા ગઈ નીજ હાથથી, નીરદય નઠોરી શું થઈ,
આશા ગઇ ઉડી હવે, છે મનની મનમાં રહી ગઈ.

**નેપથ્યમાં**—અધધધધધ ધધધ—આહા (ભયંકર અવાજ આવે છે)

**પરિક્ષીત**—( આશ્ચર્યથી ) હેં ! આ હાસ્ય કોણ કરે છે ?

**નેપથ્યમાં**—( બીજીવાર અવાજ થાય છે ) અધધધધધધ—આહા

**પરિક્ષીત**—નકી આટલામાં, કોઇ છુપું સ્થાન છે. આ ગેબી અવાજ પણ એ તરફનોજ, ચાલ ત્યા જાઉં, અને જોઉં.

છંદ.

શબ્દ આવે કારમો, કોઈ ક્રુર વધનું સ્થાન છે,
જાઉં જલ્દી જોઉં ત્યાં, મમજીગર એ જીવજાન છે. (દોડી જાય છે)

---

## પ્રવેશ આઠમો.

### સ્થળ–અશ્વત્થામાનું, ભયંકર સ્થાન.

**પાત્રો**—અશ્વત્થામા, ઈરાવતી, કળીયુગ, માયાવી પ્રાણીઓ, અને પાછળથી પરિક્ષીત વીગેરે.

**અશ્વત્થામા**—( પોતાના માયાવી સ્થાનમાં, ભયંકર રૂપે, વીચીત્ર ચાળા કરતો આવે છે ) અધધધધધધધ—આહા......

**માયાવી પ્રાણીઓ**—( નાચતાં અને કુદતાં પ્રવેશીને )

ગાયન

હા હાં ચાળા કરવા કાળા, ધરવી કંઠે મૂંડન માળા,
મસ્ત બની અલમસ્ત મજાના, માંડો મોઢે મધુનાં પાળાં;
હા હા હા હા હા, મજા છે વાહ, બળે છે દાહ........હાહા.

**અશ્વત્થામા**—ડોલે દુનીઆ ડરથી મારા, રૂધીરની વરસાવું ધારા,
ધ્રુજે ધરતી આંમ, સુણીને નામ ઠરૂં નહિ ઠામ

**માયાવીપ્રાણીઓ**–હાહાહાહાહા, મજા છે વાહ, બળે છે દાહ.–હાહા

**અશ્વત્થામા**—( ગાયન બાદ સર્વે માયાવી સ્વરૂપો સાથે, અટ્ટહાસ્ય કરતાં )હાહાહાહાહાહા. ગાંડો, ગાંડો, અશ્વત્થામા ગાંડો, હસો, હસો, મારા માયાવી સ્વરૂપો, હસો, ( ફરી બધાં સાથે હસે છે ) હાહાહાહાહાહા ( વીચાર આવવાથી ) દેવી કયાં ? ઇરાવતી કયાં ? ( સામે જોઇને ) આવી, આવી, સત્યતાની શક્તિ આવી; વાહવા, ખરેખર જાગતી જળહળતી અગ્નીની જોત છે ના શુ ? જય, જય, જુગદંબાનો જય. ( ઈરાવતીને આવતી જોઇ તેને પ્રણામ કરી હાથ જોડી સામે બાત જેવો બની ઉભો રહે છે. )

**ઈરાવતી**—( હાથમાં બળતી મશાલો લઈ ચીત્તભ્રમ દશામાં પ્રવેશતાં. )

## ગાયન

બળતીને બાળે શું ભૂંડી, અંતરમાં પેશીને ઉંડી—ટેક
હંસણી હંસવીના ટળવળતી, પાવક પાસ છતાં નથી બળતી
હાય થઇ બેહાલ રઝળતી......................બળતીને.
વીરહ તણો વહની વળગ્યો છે, ભૂ બ્રહ્માંડ મહીં સળગ્યો છે,
કોંણ બચાવે બાળ કકળતી..................બળતીને.

આગ, આગ.

## છંદ

આગ લાગી સર્વ સ્થળમાં, વીરહનો વહની વધ્યો,
બાળશે બ્રહ્માંડ આખું, વીરહનો વહની વધ્યો;
તન મન અને આ દેહમાં, છે વીરહનો વહની વધ્યો,
પ્રાણ પરિક્ષીતરાય વીંણ, છે વીરહનો વહની વધ્યો.

( અશ્વત્થામાને ) આવ, આવ, મારૂં હરણ કરનાર આવ, ના, ના, તું પણ આગનોજ શોલો. ક્યાં છે, ક્યાં છે, આગ શીવાય આખા વીશ્વમાં, અન્ય બીજું ક્યાં છે?

## છંદ.

દેવ દાનવ માનવી, સહુ આગથી ભરપુર છે,
જીવ જંતુ પ્રાણી સર્વે, આગનાં બસ નૂર છે;
પહાડો વનો વેરાંન જળથી, ના નહિં એ દૂર છે,
આગરૂપી પ્રાંણ પરિક્ષીત, પામવા આતુર છે.

(હાથમાં રાખેલ બળતી મસાલોને ઉદેશીને) જાઓ, જૂઠી અગ્ની? દ્રષ્ય અગ્ની? દૂર થાઓ? ઇરાવતીને બાળવા તો અંત્તરની વીરહ વહનીજ બસ છે. ન જોઇએ, ન જોઇએ, જાઓ દૂર થાઓ. ( મસાલો ફેંકી દે છે. )

**અશ્વત્થામાં**—(હસતાં) હા હ હા હા હા હા—દેવી ગુસ્સે થયાં? નહિ, મારા ઉપર ગુસ્સો નહિ કરશો. હું તો ગાંડો છું પણ તમારો દાસ છું, પાપી છું, પણ સતી દેવીનો સેવક

છું. (મગજ ફરવાથી) ઓ આવ્યો ! મારૂં ઠાર કરૂં, મારી દેવીને આંગળી ચીંધનારનાં પ્રાણ હરૂં! (દોડી જાય છે.)

**ઈશાવતી**(અશ્વત્થામાંને જતો જોઈને)આગનો શોલો ? અદ્રષ્ય, ક્યાં ગયો ? મને અંહી ઉચકી લાવવામાં તેનો શો હેતુ હશે ? પ્રીતમથી વીખુટી પડાવી, આ પ્રેમી પંખીણીને, આવા ભયંકર સ્થાનમાં લાવી ! દેવી તરીકે માન આપી, શેવા કરવામાં, તેની શી સાર્થકતા હશે ? ગમે તે હો, પરંતુ મારા હૃદયમાંતો બળતી વીરહની આગજ છે. અને તેથી સર્વ જગ્યે, સર્વ સ્થળે, અણુંએ અણુંમાં, ફક્ત આગ, આગ, અને આગજ, અવલોકું છું. અગ્ની. અરે ઓ વીરહ વહની ! ભલી બાઈ, તેજોમય મૂર્તી, મને બળતીને શુ કામ બાળે છે ?

ગાયન

બળતીને બાળે શું ભૂડી, અંત્તરમાં પેશીને ઉડી.
( ગાતી ગાતી વીભ્રંમ દશામાં ફરે છે. તેવામાં )

**કળીયુગ**—( પ્રગટ થઈને )

છંદ

પાસા પડયા છે સર્વ સવળા, શી હવે દરકાર છે,
ભલભલા ભૂ પાઇ કીધા, રંક પરિક્ષીત રાય છે;
ડોલતી દુનીઆ બધી, વીર હાક જ્યાં મારી થઈ,
ત્રીલોકમાં બસ ત્રાસની, મુજ હાક છે વાગી રહી;
રાજ્ય મારૂ તાજ મારો, યુગ કળી વરતાય છે;
વીશ્વ વ્યાપી હું થયો, ત્યાં સત્યથી શું થાય છે.

બળી જાઓ, બળી જાઓ, બ્રહ્માંડ મારા કોપમાં, ખળભળી જાઓ, પરવા નહિં; પૃથ્વી પાયમાલ થાઓ, દયા દુનીઆ પાર થઈ જાઓ, અને ન્યાય, નીતી નાબુત થાઓ.

છંદ

રાક્ષસ સરીખા રાજવી, મૂજ યુગમાં પેદા કરૂં,
શોખના સાથી બનાવી, સમત મદ તેમાં ધરૂં.
ગો, વીપ્ર, પાળક, ક્ષત્રી, બાળક, ધર્મધ્વજ નહિ ધારશે,
અસુરો તણાં તે દાસ થઇ, નીજ કર્મને સંહારશે.

( સામે ઈશાવતીને ફરતી જોઇને ) આ કોણ ! વનદેવી ! કે વીદયાધરી; સ્વરૂપમાં તો, શાક્ષાત સ્વર્ગ સુંદરી જ છે- ખરી. જોવા દે; જોવા દે, આ નવા નમુનાનો લાભ પણ અનુ- ભવવા દે. ( બાજુ ઉભો રહે છે )

**ઈશાવતી**—( ફરી એની એજ ધુનમાં ઉપરના ગાયનનું ઉતરાર્ધ બોલતી આવે છે )

બળતીને બાળે શું ભૂંડી, અંતરમાં પેશીને ઉંડી.

**કળીયુગ**—ઓહો, આતો પરિક્ષીત પત્ની ઇશાવતી, પણ તે અહીં અને આ સ્થીતીમાં કેમ ? શું તેનું કોઇએ હરણ કર્યું હશે ? ગમે તે હો; પરંતુ અનાયાસે આ હાથ આવેલ ગુલાબ સુંધ્યા શીવાય તો નજ છોડવું. પાસે પડેલ પીરસેલ પાતળનો સ્વાદ તો લેવોજ, લેવો ( પાસે જઇને ) બાળા ?

**ઈશાવતી**—( ચોકીને ) કેમ ભાઈ !

**કળીયુગ**—મૂવો તમારો ભાઇ ! એ હરામીને ચડાવો શાઈ, અને આવો જલ્દી આંઈ, હું તમને આનંદ આપવા ઇચ્છુ છું. હૃદયાગ્ની શાંન્ત કરવા અર્થે, મારૂં પ્રેમ પાત્ર બનાવવા ઇચ્છુ છું.

**ઇશાવતી**—જા જા, નફ્ટ, તું કોઇ સીંહનાં ચાંમડામાં છુપાએલો, શીયાળવો જણાંય છે, વીષય વીષ્ટા ચરનાર ભૂંડ ? ચાલ્યો જા, નહિ તો નાહક આ સતીના શ્રાપનો શીક્ષા પાત્ર થઇશ.

**કળીયુગ**—( હસતાં ) સતી ! આં કળીયુગના શ્યામ રાજ્યમાં સતી ? છટ, છટ, એ શબ્દજ મને ન જોઇએ, આવ, આવ, આનંદનાં ઉછરંગથી આ મારી જંઘાને શોભાવ.

( પકડવા જાય છે )

**ઈશાવતી**—( દુર ખસી જઇને ) દુર, દુર, દીવાનાં ? દૂર ? મહા સમર્થ સ્વામી, પરિક્ષીતની ધર્મ પત્નીને, આંગળી અડાડનાર નરાધમ; એટલેજ રહેજે, નહિતો આ સીંહણુ, તારા એકજ ત્રાપે, રાંમ રમાડી દેશે.

છંદ

જાણુતો નથી હજૂ તું, હાથ ક્ષત્રાણી તણાં,
ચપટી મહી છે ચોળીઆ, ચંડી બની તુજ સમ ઘણાં;
વીષય પ્યાસુ પાપીઆ, મૂખ શ્યાંમ રૂપે કાળીઆ,
સતીનાં પ્રભાવે કંઇક જગમાં, તુજ સમાને બાળીઆ.

છંદ.

**કળીયુગ**—( બેદરકારીથી ) ઓહ............

પરવા નહિ છે પ્રાંણુની, નથી મારનારૂં મૂજને,
વશ પ્રેમથી નહિં થાય તો, પરવશ બનાવીશ તૂજને;
ભેટી ભૂજાને લાભ દે, લલનાં લગાવી અંગને,
ભાંન ભૂલ્યો રૂપ જોઈ, લ્હાવ લે કરી સંગને.

છંદ.

**ઇશાવતી**—

સંગ તારો બાયલા ? ઝેરી ઝરો છે કારમો,
દ્રષ્ટી કરે પર નાર પર, કેમ રાહુ બેઠો બારમો;
દીસે નહિં કોઈ માનવી, તૂં રાક્ષસી અવતાર છે,
અબળા સતાવન હાર, તૂજ પર પ્રભૂનો ધ્રીટકાર છે.

જો સાંભળ, વીદવાનો લખી ગયા છે કે,—

## ગાયન

પામી મનુષ્ય દેહ આ, શુકીત જો ન કરાય,
જાત કજાત ગણાય ને, માત તાત લજવાય;

છે પર સ્ત્રી સંગત ઝેર હળાહળ, યોવન તન ધન ને હરશે,
જન જે પડશે એ મોહ કુપમાં, મોત વીનાં તે તો મરશે;
નહિં અંધ બનીને અધર્મ કરવો, અભીમાને સરડાઈ જઈ,
હો લાખશુર રાવણ કીચક સંમ, રણમાં ક્ષણમાં ગયા ઢળી;
પર દોલત જાણો પથ્થર જેવી, પર સ્ત્રી માનો માત સમાન,
એ વેદ વાક્યને જો અનુસરશો, તો અંતે મળશે ભગવાન.

કવી રામનારાયણ કૃત–ધોલકા.

**કુળીયુગ**—સુંદરી ? તારા શીખામણ રૂપી શબ્દોમાં, વરસતા વીષરૂપી ધ્રીટકારના વાક્યો, મને તો આ વખતે અમૃત જેવાજ જણાય છે.

## છંદ.

ધ્રીટકાર તારો ફાયદા, રૂપે મને દેખાય છે.
સુણતાં મધુરા શબ્દ દીલમાં, અવ નવું કંઈ થાય છે;
વિનવું હજુ હું કરગરી, કેમે કરી તું શ્હાય છે,
દેવી ગણીને ચરણ ચાપું, કનક વરણી કાય છે.

( પગમાં પડે છે. )

**ઇરાવતી**—

## છંદ

ધીક્કાર નારી પાસ, નમનારા અરે ઓ બાયલા,
શીદ ભાર ભૂંમી પર ધરે, કમજાત પાપી બાયલા;
ચરણ ચુંબે નારીનાં, તે નર નહિં પણ બાયલા,
વીષય વીષ્ટા ચુંથતા, તે નર નહિં પણ બાયલા.

**કુળીયુગ**—( ગુસ્સે થઈને ) બસ, બસ.

છંદ.

બાયલો એ બોલ કાંને, સાંભળી રહેવાય નાં,
તીર માફક વાક્ય તારા, હૃદયથી સહેવાય નાં;
બોલ છેવટ એક મારો, સાંભળી લે કાંનથી,
જો નહિ હઠ છોડશે, તો જઇશ જલ્દી જાનથી.

**ઈશાવતી**—પરવા નહિ.

છંદ.

જાન જાએ, પ્રાણ જાએ, શીયળ મમ શીર સાટ છે,
મોત થાતાં સત્ય રહે તો, સ્વર્ગનીએ વાટ છે;
એક સ્વામી, એક ઇશ્વર, એક મા ને બાપ છે,
ઇમાન સતીનું એક છે, ને અન્ય સઘળા પાપ છે.

**કળીયુગ**—એમ તો જો, એ પાપજ તને સાપ થઇ ડંશ કરે છે? તારા અભીમાની શીયળનાં અખંડીતપણાને હરે છે. ( પકડવા જાય છે.)

**ઇશાવતી**—( ગભરાઈ, નાસા નાસ કરતાં ) બચાવો, બચાવો, આ કાળમૂખાથી કોઈ આવી બચાવો.

( ત્રાસથી નાસીને માયાવી પૂતળાં પાછળ ભરાય છે. )

**અશ્વત્થામા**—( દોડતો આવીને ) ગાંડો, ગાંડો, અશ્વત્થામા ગાંડો! આ આવ્યો. ( કળીયુગને ) કેમરે કાળીઆ? મારા માયાવી સ્થાનમાં, ભયંકર કામ કરવા, મોતને બાજુમાં લઈ, કેમ પ્રવેશ્યો? બોલ? બોલ? જલ્દી બોલ? આમ વાંદરાની પેઠે, બોત બની કેમ ઉભો છે? ખોલ, ખોલ, જબાંન જલ્દી ખોલ?

**કળીયુગ**—તું કોણ?

**અશ્વત્થામા**—તારો કાળ, નથી ઓળખતો? જેને આખું જગત જાણે છે, તે ગાંડા અશ્વત્થામાને, શું તૂજ નથી ઓળખતો? ( હસે છે ) હા હા હા હા હા હા,

ક્યાંથી ઓળખે, તારા જેવો જંગલી જનાવર, મારા જેવા મહારથીને ક્યાંથી ઓળખે, નાશ, નાશ, દોડ, દોડ; ભાગીજા, આવ્યો, અશ્વત્થામા ગાંડો, જો આ આવ્યો, અને સાથે તારા મોતને પણ તેડી લાવ્યો.

**કળીયુગ**—અશ્વત્થામાં ! તે તુંજ કે ?

**અશ્વત્થામા**—કોણ કહે છે? હુંતો ગાંડો, જગત ગાંડું, તું ગાંડો, કેમ, અહીં કેમ આવ્યો, એ મારી દેવીને સતાવવામાં તું શી રીતે ફાવ્યો ? ખાઈ જઇશ, પીંખી નાખીશ, વીંખી નાખીશ, જમીન દોસ્ત કરી નાખીશ. નાદાન, હવે હું તને કદી પણ નહિં છોડીશ. ( ભયંકર મુખ કરી કળી સામેં તાકી રહે છે. )

**કળીયુગ**—( ગુસ્સે થઇને. ) હરામખોર–ગાંડા ? મને લાગે છે, કે આજે તારૂં આવી બન્યું છે. બેવકુફ, તું મને ઓળખે છે ? હું કળીમહારાજ, ચોથા યુગનો અધીશ્વર.

**અશ્વત્થામા**—એટલે ? તું કળી, તો હું કળીનો કાકો છું. તું કળી દીકરો, તો હું તારો બાપો છું.

છંદ.

દીકરા દીઠો નથી આ, હાથ બ્રાહ્મણ બાપનો,
અંગુશીયુ નહિ આ, ઝેરી ઝપાટો સાપનો;
તું કળી કાળો દેખાવે, તૂછતાનાં તાપનો,
બ્રાહ્મણ છતાં પણ ભ્રષ્ટ, જો અવતાર છું હું પાપનો.

છંદ.

**કળીયુગ**—બ્રાહ્મણ અને વળી ગાયનો, છું કાળ હું તું જાણજે,
જોર મારૂં જોઇને, પછી સામે ચીલે ચાલજે;
કંપે ધરા કળી નામથી, જગ સર્વ છે ધ્રુજી રહ્યું,
આ બાહુબળ એ બાંમણા, નહિ જાય તુજથી તે સહ્યું.

**અશ્વત્થામા**—( હસતાં ) હાહાહાહાહા.

છંદ.

બ્રાહ્મણે ભગવાનની, છાતી મંહી પાટુ ધરી,
પરશુએ નીજ કોપથી, ક્ષત્રી રહીત પૃથ્વી કરી;
પાન કરી સાગર તણું, છે બ્રાહ્મણે વળી શોશીઓ,
દાખલો છે જગ છતો, બ્રાહ્મણ ભૂંડો જો રોષીઓ.

**કળીયુગ**—એમ? ત્યારે તારે મારો હાથ જોવો છે કેમ?

**અશ્વત્થામા**—જેમ તારી મરજી હોય તેમ.

**કળીયુગ**—તો તૈયાર થા?

**અશ્વત્થામા**—આવીજા? (બન્નેનું દ્વંદ યુદ્ધ, લડતાં માયાવી ચમત્કારો કરે છે, તેવામાં)

**પરિક્ષીત**—(દોડતો આવીને) અવાજ, આજ સ્થાનથી આવેલ. (જોઇને) આ શુ! (ક્રોધથી કળી અને અશ્વત્થામાને લડતા અટકાવીને) બસ, સબૂર.—

**ઇરાવતી**—(દોડતી આવીને, પરિક્ષીતને ભેટતાં) કોણ? પ્રાણ પરિક્ષીત.

**પરિક્ષીત**—પ્રીય ઇરાવતી! (ભેટે છે)

**કળીયુગ**— }
**અશ્વત્થામા** } કોણ પરિક્ષીત! (અશ્વત્થામા અને કળી ગભરાઈ પરિક્ષીતથી ધ્રૂજતાં અને ગભરાતા ઉભા રહે છે. ઇરાવતી ખુશી થાય છે, પરિક્ષીત ક્રોધથી કળી અને અશ્વત્થામા સામે જોઈ રહે છે, છેવટ કળી અને અશ્વત્થામા પોતાની માયા બતાવી અદ્રશ્ય થઇ બીજા રૂપે દેખાય છે.

ટેબલો–ડ્રોપ.

( અંક બીજો સમાપ્ત. )

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—સમીક રૂષીનો આશ્રમ. ( કવર જંગલ )

**પાત્રો**—સમીક રૂષી, શ્રૃંગી, શીષ્યો, શુકદેવજી, વીગેરે,

**સમીકરૂષી**—(શ્રૃંગી તથા બીજા ઘણા શીષ્યો સાથે, પ્રભુ ભજન કરતા બેઠા છે. )

ભજન.

રામ સમર લે શાણું–ઓ મન તું....રામ૦
ખોટી માયા તારી કામ નહિ આવે.
સાથે નહિ આવે નાણુંજી,
અંહીનું હશે તે અંહીંઆંજ રહેશે,
તારા દામ રહેશે દબાણા, ઓ મન તું...રામ૦
સો વરસ સીંધુમાં રહ્યા પણ,
પલળ્યા નહિ કોઈ પાણુંજી;
જળનું તો ત્યાં જોર ન ચાલ્યું ભાઇ,
એ ભીતર નહિ રે ભીંજાણું,–ઓ મન તું....રામ૦

**શ્રૃંગી**—ગુરૂ દેવ ! કૃપા કરી કહેશો કે ? આજ ચાર દીવસ થયા, અંન જળનો ત્યાગ કરી, ઉદાસી અવસ્થા, શા માટે ધરી છે ? આપ જેવા તત્વજ્ઞાનીને તે, શોક સંભવે ?

**સમીક**—શ્રૃંગી ? તે શોકનું કારણ તુંજ છે. તારા ક્રોધે, પૃથ્વીની પાયમાલી કરી છે. શાક્ષાત ધર્મના અવતાર, અને ગોબ્રાહ્મણનાં પ્રતીપાળ પૂન્યશાળી પરિક્ષીત રાજાને,

શ્રાપ આપી તેં સત્યાનાશ વાળ્યું છે. સાહસીક શીષ્ય ? જરા જોવું તો હતું ?

છંદ

કરીને ક્રોધ છે કીધું, મહા તેં મૂર્ખતાનું કામ,
જશે એ રાય જાતાં, જગતથી બસ ધર્મ કેરૂં નામ;
કળીની આંણુ વરતાશે, ભૂમી નીર વીર થઇ જાશે,
પ્રપંચ છળભેદ પથરાશે, જમાનો ખાસ બદલાશે.

**શ્રૃંગી**—સત્ય છે મહારાજ, પરંતુ હવે શો ઉપાય ? આવેશમાં આવતાં, ક્રોધને લઈ, તીવ્રતાનું તીર છૂટી ગયું. આ હતભાગીનાં હાથે, એક પૂન્યશાળી પૂષ્પ ત્રુટી ગયું, શ્રાપની શાન્તી માટે કંઈક રસ્તો બતાવો ? આ રંક શીષ્યનાં સાહસીક કૃત્ય માટે દયા લાવો ?

સાહસ કર્મ કર્યા થકી, થશે ધર્મનો લોપ
કુદરત કેરો મુજ પરેં, પડશે પૂરો કોપ—

**સમીક**—શાંન્ત ! શ્રૃંગી શાન્ત, થયું ન થયું નહિ થાય. ઈશ્વરનો એમાં પણ કંઈક હેતુ હશે. તું શુદ્ધ બ્રહ્મચારી, તપોબળ ધારી, પ્રભુના પ્રેમનો પૂરો અનુરાગી છો ? તારી સત્ય પ્રતીમાની વાણીનો પડઘો પડ્યો તે સત્યજ ઠરશે, તપસ્વી બાળ ? તારો દીધેલો શ્રાપ, નહિ ટળશે તે નહિંજ ટળશે. તથાપી તારા અંતરમાં, તે પ્રતાપી રાજાનું કલ્યાંણ કરવાની ઈચ્છા હોય, તો જા, તેની પાસે જા, તેને શ્રાપની જાણ કરી, મોક્ષ અપાવવામાં મદતગાર થા.

**શ્રૃંગી**—નહિ મહારાજ; ક્ષમા કરો, શ્રાપ આપી, પરિક્ષીતનો પૂરો અપરાધી થએલ આ દેહ, ફરી તેની પાસે શી રીતે જઇ શકે ? શ્રાપની વાત સ્વમુખથી કેમ કહી શકે ?

**શુકદેવજી**—( અંદરથી નેપથ્યમાં )

### ગાયન.

વીભુ ધનશ્યામ ભજ રે મનવા...　....વીભુ૦

**સમીક**—ઓહો ! ધન્ય, ધન્ય, સામેથી જન્મ યોગી, શુકદેવજી મહારાજનું આગમન થાય છે, ચાલો, સામે જઈ, સનમાન સાથે તેડી લાવીએ. ( સામે જાય છે શુકદેવજી ભજનની ધુનમાં આવે છે. )

### ગાયન.

**શુકદેવજી**—વીભુ ધનશ્યામ, ભજરે મનવા...　....વીભુ૦
શ્યામ, શ્યામ, શ્યામ, સાચો....　... વીભુ૦
બેડલી ઉતારો મારી, વૃજનાં વ્હાલા વીહારી,
શ્રીમોરારીપર જઉં વારી, મારા અંત્તર આરામ,
ભજરે મનવા...　...　....વીભુ૦

**બધા**—બાળયોગી ! વંદન કરીએ છીએ. ( નમન કરે છે )

**શુકદેવજી**—કલ્યાણ.

**સમીક**—બ્રહ્મદેવ ! આજે તો કૃપા કરી, મારૂં આશ્રમ પવીત્ર કર્યું.

**શુકદેવજી**—શ્રીહરીની ઈચ્છાથી. રૂષીરાજ ? આજે તો અનાયાસે આત્મતત્વ આપ તરફ વળ્યું, કારણ તો કરતા જાણે !

**સમીક**—અત્યંત દયા યોગેશ્વર ? મારી એક ઇચ્છા છે, જો પૂર્ણ કરવા કૃપા કરો તો વીનંતી કરૂં.

**શુકદેવજી**—સર્વની ઈચ્છા પૂરી કરનાર વીશ્વંભર છે, તેની મરજી હશે તો આપનું કાર્ય અવસ્ય થશે, આ આત્મા જ્યાં નીમીત હશે ત્યાં જરૂર જશે, માટે કહો શી હકીકત છે ?

**સમીક**—આજે ચાર દીવસ પહેલાં, આ મારા મુખ્ય શીષ્ય શ્રૃંગીનાં મુખથી, હસ્તીનાંપૂર પતી પરિક્ષીતરાજાને શ્રાપ થયો છે, મહાન ઝેરી તક્ષક નાગ તેને ડંશ કરવા, તૈયાર

થઈ રહ્યો છે, તો દયા લાવી, તે ધર્મમૂર્તી પરિક્ષીત પાસે જઇ, શ્રાપની વાતથી તેને વાકેફ કરી, તેને તેના કલ્યાણનો માર્ગ બતાવી, મોક્ષમાર્ગનો અધીકારી બનાવો, નીરદોષનો ઉદ્ધાર કરવા સત્વર જાઓ.

**શુકદેવજી**—હરી, હરી, પ્રભુની એમજ ઇચ્છા હશે. તેની પ્રેરણાથી જ આ આત્મા આ આશ્રમ તરફ વળ્યો હશે ? પરોપકાર, એ સાધુતાનો પ્રથમ ધર્મ છે. અને તે મારે, પહેલા અનુસરવો એ પહેલી ફરજ છે, રૂષીરાજ ? યોગ બળથી હું હાલજ ત્યાં જાઉં છું, તેને જ્ઞાનામૃત પાઇ મોક્ષનો અધીકારી બનાવવા તૈયાર થાઉં છું, શ્રી હરી સર્વનું કલ્યાણ કરો—નારાયણ નારાયણ.

( નારાયણ નામ જપતાં, તાલી પાડે છે અને આકાશ માર્ગે ગતી કરી ઉડી જાય છે. સર્વ રૂષીઓ અને રૂષીબાળકો આશ્ચર્ય સાથે પ્રણામ કરતા આશ્રમમાં જાય છે. સીનટ્રાન્સફર થાય છે. )

---

# પ્રવેશ બીજો.

---

## સ્થળ—હસ્તીનાપુરમાં પરિક્ષીતનું રાજ્યભુવન.

**પાત્રો**—ઇરાવતી, પરિક્ષીત, અમાત્ય, જન્મેજય, જયા, પૂરોહિત, દાસ, દાસીઓ, શુકદેવજી વીગેરે.—

**ઈરાવતી**—( સ્વપ્નમાં સુતી છે, અને ઈંદ્રજાળથી પરિક્ષીતને સર્પ ડંશ થતો દેખાય છે. )

**અપ્સરા**—( અંતરીક્ષમાંથી )

સાખી

સતિ, પતિ, પહેલાં વળી, ચાલ અમરપુર ધામ,
દંમ્પતિનું જગમાં હવે, થયું નીમીત સહુ કામ;

મોહ તજો માયાતણો, જૂઠો જગનો ખ્યાલ,
છોડી તેને પરહરો, પ્રભુથી કરતાં વ્હાલ.

( ઈંદ્રજાળ અદ્રષ્ય થાય છે; ઇરાવતી ગભરાટમાં જાગીને ઉઠે છે અને આશ્ચર્યથી આમ તેમ જોતી ગભરાતાં. )

## ગાયન.

અરે શું ! દીઠુ શું, સુણ્યું શું મેં આજ,
જૂઠ કે સત્યનો સમાજ,................અરે શું
મનપર અસર થઈ છે ભારી,
ચટપટ ચીતમાં અતી દુ:ખકારી;
જંગલ કે જણ્યાંએ આ રાજ રાજ રાજ....અરે શું

( ગભરાઇ આમ તેમ દોડતાં ) નાથ, આવો, આવો, મારૂં અંગ ધ્રુજે છે. મગજ ભમે છે. સ્વપ્ન દર્શનથી મન મૂંઝાય છે. નથી સમજાતું કે હાથ પગ પાણી પાણી કેમ થાય છે.

**પરિક્ષીત**—( ઉતાવળો આવીને ) સતિ, સતિ, શું છે. એક આફતમાંથી મૂક્ત થઇ, હજુ તો હાલજ આવ્યાં છો, ત્યાં વળી આ નવું કુતુહળ શાનું ?

**ઈરાવતી**—નાથ ? મને એક મહાન સ્વપ્નું થયું. જાણે આપ સર્પના મુખમાં સપડાયા છો, મોતના ભયંકર પાસમાં બંધાયા છો. તેવામાં કોઈ દેવી સ્ત્રી મને બોલાવવા લાગી, આપ પહેલાં સ્વર્ગમાં આવવા ભલામણ કરવા લાગી, એટલામાં આંખ ઉઘડી ગઈ. અને મારી આ દશા થઇ—

**પરિક્ષીત**—દેવી, સ્વપ્નાની વાત સાચી હોયજ નહિ, દુ:ખનો તાજેતર અનુભવ છે, જેથી નબળા થએલા મગજમાં નબળા વિચારો આવે. અને શુષુપ્તિ અવસ્થામાં, એવા દેખાવો દેખાડે, માટે ચીન્તાને છોડો.

**દાસી**—( પ્રવેશીને ઓવારણા લેતાં ) ખંમા મહારાજને, બ્હાર

પુરોહીતજી, યુવરાજ સાથે પધારેલ છે, આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું.

**પરિક્ષીત**—ખુશીથી આવવા દે.

**દાસી**—આજ્ઞા,-( જાય છે. )

**પરિક્ષીત**—દેવી, કુમાર જન્મેજય હવે યોગ્ય ઉમરના થયા છે, તેથી તેને લાયક કોઇ શુશીલ કન્યા શોધવી જોઇએ ?

**ઈરાવતી**—સ્વામી ? શોધવાની કંઈ જરૂર નથી, અમાત્ય પુત્રી જયા, અને જન્મેજયનું જોડું યોગ્યછે. વળી તે બંને બાળકો, પુરોહીતજી પાસે સાથેજ અભ્યાસ કરતા હોવાથી બન્નેના હ્રદયમાં પરસ્પર પ્રેમ જોતનો પ્રકાશ થયો છે, કુદરતી રીતેજ અરસપરસમાં સંબંધ જોડાઈ ગયો છે.

**પરિક્ષીત**—એતો ઘણુંજ સારૂં, દૂધમાં સાકર ભળ્યા બરાબર, ચાલો ત્યારે જયાને પણ અમાત્ય સહીત અહીં બોલાવીએ, અને અત્યાર સુધીમાં મેળવેલ શીક્ષણનાં માહીતગાર થઈ, યોગ્ય નિવેડો લાવીએ. દાસી ? ( દાસી આવે છે ) અમાત્યને કહે, કે હાલને હાલ અહીં આવે, અને જયાગવરીને પણ સાથે તેડી લાવે.

**દાસી**—આજ્ઞા મહારાજ. ( જાય છે. )

**પુરોહીતજી**—( જન્મેજય સાથે પ્રવેશ કરીને ) મહાન મહારાજાનો જય થાઓ.

**પરિક્ષીત**—પધારો પુરોહિતજી. ( પ્રણામ કરે છે. )

**જન્મેજય**—પીતા, માતા, પ્રણામ. ( નમે છે. )

**બન્ને**—આયુષ્યમન કુમાર !

**પરિક્ષીત**—કુમાર અભ્યાસ પૂરો થયો.

**જન્મેજય**—જી હા બાપુ,. ગુરૂ કૃપાથી સંપૂર્ણ થઈ ગયો.

**પરિક્ષીત**—પૂરોહીતજી ? તમારા લીધેલ પરીશ્રમ માટે, તમોને

ધન્યવાદ ઘટે છે. ક્ષત્રી પુત્રને ક્ષાત્રવટ અને ક્ષાત્ર ધર્મનું ભાન કરાવનાર બ્રહ્મદેવ ? આપ ખરેખર આ ભૂમંડળના દેવ જ છો.

**પૂરોહીતજી**—મહારાજા ધીરાજ, એમાં કંઇ મેં મારી ફરજથી વીશેશ નથી કર્યું.

**અમાત્ય**—( જયા સાથે આવીને ) પ્રતાપી મહારાજા ? અભીવંદન કરૂં છું.

**પરિક્ષીત**—આવો અમાત્ય, બેસો આ આસને.

**જયા**—( ઇરાવતીને ) માતુશ્રી પ્રણામ કરૂં છું.

**ઇરાવતી**—દીર્ઘાયુ રહે બેટા. ( પડખામાં લઇ બેસાડે છે. )

**પરિક્ષીત**—અમાત્ય ? આજે એક આનંદ દાયક ઇચ્છા ઉદભવવાથી, તમારી અનુમતી અર્થે તમને અહીં આ વખતે બોલાવ્યા છે.

**અમાત્ય**—આપની ઇચ્છા અયોગ્ય હોયજ નહિં.

**પરિક્ષીત**—તો સાંભળો ? આપની પુત્રી જયાગવરી અને જન્મેજયનો વીદ્યા અભ્યાસ, હવે સંપૂર્ણ થયો છે. વળી વયમાં, રૂપમાં, અને ગુણમાં, એ બન્ને બાળકો સમાન હોવાથી, મારી ઇચ્છા તેઓ બન્નેને પતી પત્નીના પ્રેમ બંધનમાં બાંધવાની છે. લગ્ન ગ્રંથીથી સાધવાની છે. કહો ? તેમાં તમારી સમંત્તી છે કે નહિ?

**અમાત્ય**—( સ્વગત ) હવે શું થાય. મહારાજને મોઢે ના પણ કેમ કહેવાય ?

**પરિક્ષીત**—કેમ શા વીચારમાં પડી ગયા.

**અમાત્ય**—કૃપાનાથ ? વીચાર તો બીજો શો હોય ? પરંતુ,

**પરિક્ષીત**—પરંતુ કંઈ નહિ, કાલ કરવાનું આજ કરવું, અને આજનું કામ તુરત કરી લેવું. એવું શાસ્ત્રનું ફરમાન છે. સારા કામમાં સો વીઘ્ન, માટે ઉદભવેલ વીચારને મૂલતવી રાખવાની કશી પણ આવશ્યકતા નથી, કેમ પૂરોહીતજી ?

**પૂરોહીતજી**—જી હા, શુભસ્ય, સીઘ્રમ, આ શુભ ચોઘડીયું છે, અને વળી હાલ લગ્નનાજ દીવસો છે.

**પરિક્ષીત**—તો પછી અમાત્ય ? આજ પળે, તમારાજ હાથે, જયા અને જન્મેજયનો હસ્તમેળાપ કરી, ગંધર્વ વીવાહથી જોડીદો, અને ટુંક વખતમાં, ધામધુમથી લગ્ન કરી, આનંદનો લ્હાવો લીઓ.

**અમાત્ય**—બહુ સારૂં મહારાજ, જયા આમ આવ, કુમાર ? સૂર્ય, ચંદ્ર, બ્રાહ્મણ, અને મહારાજની સાક્ષીએ, આજે હું મારી પુત્રી જયાનો હાથ, આપના હાથમાં આપું છું. ઇશ્વર તમો દમ્પતીનું કલ્યાણ કરો.

( હસ્તમેળાપ કરે છે. )

**પરિક્ષીત**—પ્રભુ તમારૂં જોડું અવીચળ રાખો.

( જન્મેજય અને જયા સર્વેને પ્રણામ કરે છે. )

**ઇરાવતી**—કુમાર ચીરંનજીવ રહો ? પુત્રી અખંડ સૌભાગ્ય વતી હો..

**પૂરોહિતજી**—સતંનજીવ.

**પરિક્ષીત**—અમાત્ય અને પૂરોહિતજી ? આજ પળે આ જુગલ જોડાને, અહીથી આઠકોષ ઉપર આવેલ, આપણી કુળદેવીનાં દર્શન કરાવો, અને શહેરમાં સાકર વેંચાવો

**અમાત્ય**—જેવી આજ્ઞા. ( બધા નમન કરી વરઘોડીઆં સહીત જાય છે. )

**ઇરાવતી**—સ્વામીનાથ ? આ પણ એક ઉત્તમ કાર્ય થયું. બાળકોને સંસાર ધુંસરીએ જોડવાનું આપણું કર્તવ્ય પુરૂ થઈ ગયું, પધારો હવે પૂજન શાળામાં.

**પરિક્ષીત**—તમો જઇને તૈયારી કરો, ત્યાં હું આવું છું.

**ઈરાવતી**—જેવી પ્રભુની ઇચ્છા. ( જાય છે. )

**પરિક્ષત**—આહા, સંસાર યંત્ર કેવું તંત્ર ચલાવી રહ્યું છે ? ઇશ્વરી માયા ! ક્ષણુમાં આનંદ અને ક્ષણુમાં શોક સીંધુના વીચીત્ર મોજાંનો અનુભવ કરાવે છે. ઓ કુદરતના કરનાર કીરતાર ? તારી તો બલીહારી.

## ગાયન

**શુકદેવજી**—( અંદરથી ) વીભુ ઘન શ્યાંમ, ભજરે મનવા,

**પરિક્ષીત**—અહો ! ધન્ય, ધન્ય, બાલ યોગી શુકદેવજીનું આગમન ! મારે ત્યાં ? ( સામે જઇને ) પધારો, પધારો, બ્રહ્મદેવ ! આપના પવીત્ર ચરણ રજથી મારો અવાસ કૃતાર્થ થયો, બીરાજો આ આસને. ચોપદાર ? શેવા સામગ્રી હાજર કરો.

**ચોપદાર**—આજ્ઞા મહારાજ.

**શુકદેવજી**—કંઇ નહિ, કંઇ નહિ, રાજન ? અતી આતીથ્યની આવશ્યકતા નથી. તારૂં સદા કલ્યાણ થાઓ. યક્ષવા કુળ કીરતી અવીછીંન વધ્યેજ જાઓ.

**પરિક્ષીત**—કૃપાનાથ ? આપની દયા. ( ચોપદાર પૂજન સામગ્રી લાવે છે, પરિક્ષીત શુકદેવનું પુજન કરી આરતી ઉતારી ચરણાંમૃત પીએ છે. ) પ્રભુ ! આજ્ઞા કરો, કે કઈ ઇચ્છાથી આજે અહીં આગમન થયું છે.

**શુકદેવજી**—રાજન, સંસારી રીતે તો, તને દુઃખમાં નાખવા; પરંતુ, પારમારથીક રીતે તો તારો ઉધાર કરવા આવ્યો છું.

### છંદ.

અમો જંગલ તણાં યોગી, વૃત્તી છે બ્રંહ્મમમાં લાગી,
સંસારી સર્વ માયાને, હમેશાં હેતથી ત્યાગી;
પરંતુ પ્રાણી સહુ ઉપર, દયા સમ તુલ્ય ધારી છે,
દુઃખીની દાદ જઇ લેવી, મનો ઇચ્છા એ મારી છે.

અનાયાસે સમીક રૂષીનાં આશ્રમે, આ આત્મા જઇ ચડયો. ત્યાં એવા ખબર મળ્યા કે, તમારા ઉપર તે રૂષીના શીષ્ય શ્રૃંગીનો કોપ થયો છે.

**પરિક્ષીત**—કોપ ? અને તે મારા માથે ? શા સારૂં કૃપાનાથ.

**શુકદેવજી**—તમો, સમીક ૠષીનાં કંઠમાં મરેલ સર્પ નાખી, તેના અપરાધી થયા છો.

**પરિક્ષીત**—( યાદ કરીને ) હા, હા, બરાબર. પ્રભુ ! તે વખતે મારી મતી ફરી ગઈ. શું જાણે શાએ કારણથી, મને તે વખતે કુબુદ્ધી ઉત્પન્ન થઈ, નથી સમજાતું કે અત્યાર સુધી એ કરપીણ કામની, મને વીસમૃતી કેમ રહી.

**શુકદેવજી**—એજ ઇશ્વરી માયાની ખુબી છે. એની ઇચ્છા વીના, સારાસાર શી રીતે સમજાય. કુદરતનો ભાવી ભેદ શી રીતે દેખાય. રાજન ? હવે ઇશ્વરની ઈચ્છા યુગ બદલાવાની છે. દ્વાપરની જગ્યાએ મહા ભયકારી કળીની સ્થાપના થવાની છે.

છંદ.

સ્થપાયું છે કળીનું રાજ, જતાં પાંડવ જતાં દ્વાપર,
ધરામાં નહિ રહે ધીરવીર, થશે દાંભીક સહુ નરવર;
જમાવ્યું જોર જ્યાં પાપે, નહિં ત્યાં ધર્મીઓનું કામ,
મૂકો જંજાળ માયાની, ધરીને શ્રી હરીનું નામ.

**પરિક્ષીત**—અસ્તુ, ત્યારે શું આજ પળે, રાજપાટ ત્યાગી દઉ ?

**શુકદેવજી**—જરૂર, જો સાંભળ ? તે સમીકૠષીતો, શાક્ષાત દયાની મૂર્તિ છે. પરંતુ તારા કૃત્યથી અને કળીની કપટબાજીથી ક્રોધીત બની, તે ૠષીના શીષ્ય શ્રૃંગીએ, તને શ્રાપ આપ્યો છે.

**પરિક્ષીત**—શો શ્રાપ આપ્યો છે મહારાજ ?

**શુકદેવજી**—એવો શ્રાપ આપ્યો છે કે, તક્ષક નામનો મહાન સર્પ દસ દિવસમાં તને ડંશ કરશે. તારા પ્રાણ હરશે.

**પરિક્ષીત**—ઓહ, હાય. ( મુર્છીત થાય છે. )

**શુકદેવજી**—નારાયણ, નારાયણ, ( પાણીની અંજલી ભરી પરિક્ષીત ઉપર છાંટીને ) પરિક્ષીત, પરિક્ષીત, સાવધ થા.

જે વસ્તુને આધીન, વ્હેલાં યા મોડા થવાનું તો છેજ. તો પછી તેને માટે ડરી જવુ, તે ધીર વીરનું કામ નથી?

**પરિક્ષીત**—( શુદ્ધીમાં આવી, શુકદેવજીના ચરણ પકડીને ) મહારાજ, મહારાજ, મને કંઇ ઉપાય બતાવો. દયા લાવો. સતી, સતી, બ્હાર આવો.

**ઈરાવતી**—આવી, નાથ આવી, પ્રભુ, ઘડી પહેલાં આનંદીત દેખાતું વદનકમળ, એકા એક કરમાઇ કેમ ગયું? ( શુકદેવજીને ) અહો રૂષીરાજ, વંદન કરૂં છું. અને મારા સ્વામીની આ સ્થીતિ થવાનું કારણ જાણવા ઇચ્છા ધરૂં છું. માટે સત્વર જણાવો.

**શુકદેવજી**—દેવી સાંભળો ?

### છંદ.

શ્રાપ લોક્તા સ્વામી તારો, રૂષીનો અપરાધી છે,
દસ દિવસમાં પ્રાણ હરવા, મૂહત તેને બાંધી છે;
ત્રણ દિવસ પુરા થયા, આવી મરણની વારી છે,
કલેશ શા માટે કરો, વીભુ વીશ્વ રચના ન્યારી છે.

**ઇરાવતી**—( ગભરાઈ જઇ ) ઓહ ! આ હું શું સાંભળું છું. શું, સ્વપ્નનું સાચું થયું ? મનનું મનમાં રહ્યું ? શું, મારૂં સૌભાગ્ય રત્ન હરાઇ જશે ? સતી, પતી વીના થશે ? નહિ નહિ, તેમ કદી નહિ થવા દેવાની. જઇશ, તેની પહેલાં સ્વર્ગ પંથે રવાના થઈશ. ઓહ, ઓહ, મન મુંઝાય છે હૃદય ગભરાય છે. આંખે અંધારાં આવે છે. ઓ નાથ, નાથ, જાઉં છું. આપના પહેલાંજ વીદાય થાઉં છું. પ્રાણ, પ્રાણ, પ–રિ–ક્ષી–ત–પ–રિ–ક્ષી–ત ( મરે છે. )

**પરિક્ષીત**—( ઇરાવતીનું માથું ખોળામાં લઇને ) ગઈ, ગઇ, મારી સૌભાગ્ય લક્ષ્મી ગઈ. હાય, હવે મારે પણ જીવવાની શી જરૂર રહી. ઓ સ્વાર્થી ? અને પરિ-

ક્ષીતના નીરદય પ્રાણ ? હજુ તું કેમ રોકાઇ રહ્યો છે. જા, જા, સતીની પાછળ જા, સૌભાગ્ય સુંદરીનો સાથી થા. (કટાર કાઢી મરવા તૈયાર થાય છે )

**શુકદેવજી**—( કટારને પકડી રાખી પરિક્ષીતને અટકાવીને ) શાન્તી, ધર્મપાળક ધીરવીર શાન્તી. મોતતો તારે માટે છેજ. તો પછી આમ ઉતાવળો બની, આત્મહત્યા શા માટે કરે છે. રૌ રૌ નર્કના પાપનો અધીકારી શામાટે ઠરે છે. જો સાંભળ ?

## સાખી

આત્મઘાત નહિં કરવી, વીર પૂરૂષનું નહિં ખરૂં ભૂષણ,
દૂનીઆમાં નીંદાઇ, ધરવું શીદ નીજ રૂપ ઉપર દૂષણ.

## ચાલ

નીર વીર કરે આત્મ હત્યા પાપ,
સાત જન્મ ધરે આત્મ હત્યા પાપ;
પડે નર્ક કરી આત્મ હત્યા પાપ,
નહિ કરવું કોચદી આત્મ હત્યા પાપ.

**પરિક્ષીત**—ભગવંત, હું ભૂલ્યો. મોહને વશ થઈ, આત્મઘાતનાં પાપને ચૂકયો. કહો, કહો, મરણ આડે બાકી રહેલા સાત દિવસમાં, હવે મારે શું કરવું ? તે જલ્દી કહો. કૃપાનાથ એવું કોઈ કર્તવ્ય બતાવો, કે આ પ્રાણ, પ્રભુ ધામમાં જાય. આ સાધવી સતીનો સંગાથી થાય.

**શુકદેવજી**—એમજ થશે, ભગીરથી, પતીત પાવીની, ગંગાજીના તટ ઉપર, હાલને હાલ એક મંડપ રચાવી, શ્રીમદ્‌ ભાગવતની પારાયણ મંડાવો, સમગ્ર નગરને શ્રવણ કરવા નીમંત્રણ મોકલાવો. અને અંન જળનો ત્યાગ કરી, એક રીત્તે તે મોક્ષમાર્ગ દેનાર, શ્રી હરીના સ્વમુખથી સ્થપાએલ શ્રીમદ્‌ ભાગવતની કથાનું પાન કરી પાવન થાઓ, અને સ્વર્ગ સુખના અધીકારી બનીજાઓ.

**પરિક્ષીત**—તૈયાર છું, પ્રભુ તૈયાર છું, પ્રતીહાર જાઓ, હાલને હાલ ગંગા કિનારે કથા મંડપની તૈયારી કરવાની, વરધી આપો.

**ચોપદાર**—આજ્ઞા પ્રભુ. (જાય છે.)

**પરિક્ષીત**—પ્રભુ ? મારા મહદ ભાગ્ય કે, અંત સમે આપ જેવા યોગેન્દ્ર ગુરૂના સત સમાગમમાં આવ્યો.

**શુકદેવજી**—રાજંન. તારો આત્મા અધીકારી છે. અને તેથી જ આ પ્રસંગ ઉપસ્થીત થયો છે.

છંદ

સંસાર આ અસાર, માયા જાળમાં જીવ છે પડયો,
પૂત્ર, પત્ની, દાસ, દાસી, સ્વાર્થની સાથે જડયો;
બ્રંહ્મ ખોટો જીવને છે, રૂંણુરબંધે બાંધીઓ,
માયાએ નાખી મોહમાં, જગ બોજથી છે લાદીઓ;
પણ છેવટ નહિં કોઇ સાથી, સૂંન્ય સઘળું લાગશે,
કોઇક વીરલો પૂર્વ પૂન્યે, મોહ નીંદ્રા ત્યાગશે.

માટે મમતા મૂકીદે, અને સત્ય સ્વરૂપ શ્રી હરીના ચરણમાં અંતઃકરણથી ઝુકીદે.

**પરિક્ષીત**—ધન્ય, ધન્ય, ગુરૂ દેવ ધન્ય.

છંદ.

ધન્ય માનું આજ મારા, આત્મનું કલ્યાણ છે,
જન્મ યોગી જગત તારક, રંક પરિક્ષીત બાળ છે;
ગુરૂ તારો, ને ઉદ્ધારો, અમર સ્થાને સ્થાપજો,
કોટીધા કલ્યાંણ કરજો, અભય વર પ્રભુ આપજો.

( પગમાં પડે છે, શુકદેવજી શીરપર હાથ ધરે છે, ટયુંન વાગે છે, અને પડદો પડે છે. )

ટેબલો.

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ–રસ્તો.

**પાત્રો**—નવછંદી, નટખટ, અમથારામ, ગોપાલદાસ ગામધણી, તેની પુત્રી ત્રીવેણી, સ્વયંમ સેવકો અને સેવીકાઓ, રૂપલી, વીગેરે.

**નવછંદી**—( ગુસ્સામાં, શાસ્ત્રીને શોધતી શોધતી પ્રવેશે છે. )

### ગાયન.

હવે ક્યાં શોધું એ વર ખરને, કરૂં શું કાળ મૂખાનાં ઘરને,–ટેક.
હાથ આવે તો હાથ બતાવું, લાત લગાવી પાંસરો લાવું;
નાક વીનાનાં નરને.............. ( ૨ )................. હવે ક્યાં.
મરકટ એ મૂરખનો મામો, મૂકી ગયો નહિં ઘરમાં દામો,
મૂવા જીવે શું મરને.........( ૨ )....................હવે ક્યાં.

હાય હાય, હવે તે મારે તેને ક્યાં શોધવો, ઘરમાં હાંડલાં દોડા દોડ કરે છે, ને વચમાં વાંસ ફરે છે, પીટીઓ ગયો તો ગયો, પણ એવો નીરદય થયો, કે ઘરમાં એક પાઇ પણ રાખી ન ગયો, રડયા ગામના માણસો પણ મને જોઈ મોં મરડે છે, અને કંઈક લેવા જઉં છું તો આંખો કાઢી કરડે છે.

### છંદ.

ભૂખ દુઃખથી ભટકુ, પણ, નહિ કોઈ આપતું દાણો,
પેલા ભવનો પૂરો વેરી, મૂકી ગયો છે પાંણો;
જુવાની આ ચાલી જાતી, જોબન ઝોલાં ખાતું,
સરખે સરખા સંગી વિના, વેળામાં વહી જાતું.
માટે જો કોઈ મળે ફાંકડો, આંખ ઇસારે મારૂં,
બુઢ્ઢા વરનો છેડો વાળી, ધણી રસીલો ધારૂં.

પણ શોધું ક્યાં. ( વીચારમાં ઉભી રહે છે. )

**નટખટ**—( પ્રવેશ કરીને ) બચા નટખટ, ઝટ લઇને પટ પેશી

જા કોઈના ઘરમાં, નહિતો જૂગાર રમતાં સ્વયંમ સેવકો પડયા છે પાછળ, તે હાથ આવ્યો તો મારી મારીને કાઢશે છાંછળ ( જતાં નવછંદીને જોઈને ) આ કોણ ? આ ? છે તો કોઈ બૂલબૂલ ઉડાવ્યા જેવું જાળમાં સપડાવ્યા જેવું.

**નવછંદી**—ત્યારે હવે હું કયાં જાઉં.

**નટખટ**—( પાસે જઈને ) સેવક તૈયાર છે. તમારા માટેજ કુદરતે મને અહીં મોકલ્યો છે; માટે જરા પણ ન મુઝાતાં.

**નવછંદી**—તમે કોણ ?

**નટખટ**—નટખટ. પણ તમે ?

**નવછંદી**—નવછંદી.

**નટખટ**—નટખટ, અને નવછંદી, વાહવા ! રાશીતો મળી, અને જોડી પણ જુગતે જુગતી જડી.

દોહરો

કાણાને કાંણી મળી, સરખે સરખી જોડ,
કૂત્તાને કૂત્તી મળી, નહિ ખામી કે ખોડ.

વારૂ નવછંદી પરણ્યા છો કે કુંવારાં.

**નવછંદી**—કેમ ? તમારે તેનું શું કામ છે.

**નટખટ**—હું માલ ખરીદનાર ઉમેદવાર છું. વાંઢા સોસાઇટીનો મેમ્બર છું.

**નવછંદી**—( મનમાં ) આતો જોઇતું હતું, અને સ્હેજે મળ્યું. છેતો છેલબટાઉ અને ચાલાક. આનેજ આજથી મારો કરી લઉં. અને બુઢ્ઢાને તીલાંજલી દઉં. ( પ્રકાશ ) વારૂ વારૂ, વાંઢા સોસાઈટીના મુખ્ય મેમ્બર તમારૂં મૂકામ.

**નટખટ**—મરજી પડે ત્યાં.

**નવછંદી**—રહોછો કયાં ?

**નટખટ**—દુનીઆમાં.

**નવછંદી**—પણ કંઈક ઠેકાણું તો હશેનાં ?

**નટખટ**—ઠેકાણું, ઠેકાણું મારૂં તો શું, પણ મારા બાપનું, અને તેના દાદાનું પણ નહોતું.

**નવછંદી**—ત્યારે ખાવા પીવા, અને સૂવા બેસવાનું સાધન શું છે?

**નટખટ**—ખાવામાં ખોજાના ઘરના દાળીઆ, પીવામાં પાણીનો નળ, સુવામાં ફુટ પાથરી, અને બેસવામાં પબ્લીક બાગ.

**નવછંદી**—તો પછી મને લઇ જઇને કયાં રાખશો?

**નટખટ**—છાતી ઉપર, મરજી પડશે ત્યાં, ફરશું, અને ચરશું.

**નવછંદી**—અરે! અરે! ચરે તો જનાવર.

**નટખટ**—તો પછી તેમાંને, આપણમાં ફેર શો છે. ફેર?

**નવછંદી**—જાઓ, જાઓ, મશ્કરી શું કરો છો, મશ્કરી? સાચું કહોને?

**નટખટ**—જુઠું હું જન્મીને બોલ્યોજ નથી, સતીયુગમાં હરીશ્ચંદ્ર રાજાનો અવતાર, તે મારો પોતાનોજ હતો.

**નવછંદી**—હવે મજાક મુકવી છે, કે સીધા રસ્તા ઉપર આવવું છે. જો ઉડાવે જવી હોય તો હું જાઉં.

**નટખટ**—અરે હવે તે જવાય?

**નવછંદી**—ત્યારે તમે મને જરૂર સંભાળશો?

**નટખટ**—બાપના બોલથી, પાકા તોલથી. અને પાણી ભરવાની ડોલથી.

**નવછંદી**—આપો જોઉં વચન?

**નટખટ**—હાથથી, પગથી, કે જીભથી.

**નવછંદી**—મનથી.

**નટખટ**—આપ્યું, કરો જમે.

**નવછંદી**—તો ચાલો મારે ઘેર, હું છું વર વીનાની, અને તમે છો ઘર વીનાના!, જેથી આપણી જોડી બરાબર જામશે.

**નટખટ**—તો શું? તમારો વર મરી ગયો છે? આટલી નાની ઉમરમાં તમને વીધવા બનાવી, બેવકુફ પરલોકવાસી થયો છે.

**નવછંદી**—નાજી, તેમ નથી.

**નટખટ**—ત્યારે કેમ છે ?

**નવછંદી**—એતો એમ છે. કે મારા તરફ કંટાળો ખાઇ, મને એકલી મૂકી, નાશી ગયો છે.

**નટખટ**—ભયંકર ગોટાળો થયો છે. તે હરામી ફરી અહીં આવવાની આપણુને ધાસ્તીમાં મૂકી ગયો છે. પરંતુ કાંઇ નહિં; તે આવશે તો જોઇ લેવાશે, જો તમારી મારા પ્રત્યે દ્રઢ વફાદારી હશે, તો તે કદાપી આપણી પાસે નહિ ફાવશે.

છંદ.

એક થપડ લાગતા, સીદ્ધો સોનાપૂરમાં જશે,
નટખટ તણી એક લાતથી, પટ ઘાત તેની તો થશે;
સાફ દાનત, સાફ પ્રીતી, પ્રેમ મારા પર હશે,
લાખ રસ્તે પાંમવા, એ શ્વાંન છો નીત્યે ભસે.

માટે ચાલો ઘેર, અને ઉડાવો—

**નવછંદી**—લહેર. ( હાથતાલીદઈ, નટખટથી બગલ ગીરી કરી જવા માંડે છે, તેવામાં શાસ્ત્રી સાધુવેશે આવી અથડાય છે.)

**નટખટ**—( ચીડાઇને ) કેવો ગમાર ગઢો છે ? આંખો બંધ કરી ચાલ્યો આવે છે. બેવકુફ ?

( લાત મારવા જાય છે. )

**શાસ્ત્રી**—માફ કરો ભાઈ સાહેબ ! માફ કરો, મારી અવસ્થાને લીધે ઓછી નજર પડે છે.

**નવછંદી**—તો ખાડામાં પડવું હતુ નાં ? અહી ક્યાં મૂવો.

**શાસ્ત્રી**—અરે આતો રાંડ નવછંદી. નખોદ, આતો રાંડે ઉંધે પડ દીધું; પરપુરૂષથી યારી કરી, મારા કુળને કલંકીત કીધું. સારૂં થયું કે જંગલમાં ગયો, પણ ઘર વીનાં નહિ ચેન પડવાથી, પાછો આ તરફ રવાનાં થયો. નહિતો આ ગોટાળાની જાણુ થાત નહિ, અને આ કુલટાનાં ફૂરગુણ, દેખાત નહિ.

**નટખટ**—કેમરે બૂઢા ? શું વીચાર કરે છે ? અમારી આનંદથી ચાલતી જોડીની ગાડીને, જોખમમાં નાખવાનો દંડ આપે છે ? કે મારા હાથનો મેથીપાક ચાખે છે.

**શાસ્ત્રી**—જા, જા, ભટકતા ભાંમટા ? કોને દંમ ભરાવે છે. મારો દીકરો ! એકતો પારકી બૈરીનો ધણી બની માલ પચાવી જાય છે; અને ઉપરથી પાછો સાહુકાર થાય છે.

**નટખટ**—પારકી એટલે શું ? તારા બાપની છે.

**શાસ્ત્રી**—ના ત્યારે, આ તારી માને તારો દાદો લાવ્યો હશે. ખરૂંનાં

**નવછંદી**—વ્હાલા મુકો રડયાથી માથાકુટ, એવા તો કંઇક આખલા અથડાય છે.

**શાસ્ત્રી**—( કફની કાઢી નાખીને ) રાંડ આખલો નહીં, પણ તારો માટી છું, માટી. આટલા દીવસ તો તારો જુલમ સહન કર્યો; પણ આજે આ દેખીતું ઝેર નહિ પીવાય. બસ મારીશ, કે મરીશ.

**નવછંદી**—(આશ્ચર્યથી ગભરાઇને ) વોય મા ! આ રડયો અહીં ક્યાંથી ફુટી નીકળ્યો ?

**નટખટ**—શા માટે ડરે છે, ઓ બૂઢા બેલ. તારે તકરાર જ કરવી છે; તો આવીજા, અને આ નટખટની એકજ લપડાકે પાર થા.

**શાસ્ત્રી**—વારૂ, વારૂ, તો આ ભૂખ્યા અને ક્રોધી બ્રાહ્મણનાં હાથનો સ્વાદ તું પણ લેતો જા. ( બન્ને જણાં બાથા બાથી આવી લડે છે. છેવટ નટખટ છરો કાઢી શાસ્ત્રીને મારવા જાય છે, તેવામાં નટખટનાં હાથમાંથી શાસ્ત્રી છરો ઝુંટાવી લઈ, નટખટને મારે છે. )

**નટખટ**—ઓ–ઓ–મૂવો–મૂવો. ( મરે છે. )

**શાસ્ત્રી** ( લોહીવાળા હાથે નટખટ ઉપરથી ઉઠીને ) સાલ ગયું.

**નવછંદી**—અરે કોઇ દોડો, દોડો, ખુંન. ( દોડાદોડ કરે છે. )

**શાસ્ત્રી**—( નવછંદીને પકડીને ) ચુપ, રાંડ ? તૂં પણ લે.

( નાક કાપે છે. )

**નવછંદી**—ઓ મા મુઈ, પીટીએ નાક લઈ લીધું. ઉંહુંહુંહુંહું.

**૧ સ્વયંમ સેવક**—( બીજા પોતાના સાથી સાથે દોડતો આવીને) હરાંમખોર જુગારી, હજુ હાથ ન આવ્યો.

**૨ સ્વયંમ સેવક**—[ નટખટને પડેલો જોઇને ] અરે આતો અંહીજ પડયો છે નાં શું ? પણ આનુંતો ખુંન થયું છે.

**૧ સ્વયંમ સેવક**—અને તે આ બુઢે જ કર્યું છે.

**૨ સ્વયંમ સેવક**—વળી આ નાક વઢી નકટી કોંણ ?

**નવછંદી**—આ પીટીએ મારૂં નાક કાપ્યું છે. અને આ નીરદોષ માણસનું તેને ખુંન કર્યું છે બાપજી. ઉંહુંહુંહુંહુંહું [ નાકની પીડાથી દુ:ખી થાય છે. ]

**ગોપાલદાસ**—( પ્રવેશ કરીને ) સેવકો ? શું છે. ( શાસ્ત્રીને જોઇને ) અરે ! આતો અમથારામ શાસ્ત્રી ? કેમ શાસ્ત્રી મહારાજ, આ રૂદ્રરૂપ ધરી, ખુંનખરાબા શા કરી ઉભા છો ?

**શાસ્ત્રી**—અન્નદાતા ? શું કહું, મારાં કર્મ મનેજ નડ્યાં છે, વીષય અને ક્રોધનો ભોક્તા બનતાં, છેવટ જે દશા થવી જોઇએ, તે મારી થઈ છે. આપની શાક્ષીએ અનેક થપ્પડો ખાધા છતાં, વીષય વાંછનાના પ્રબળ પ્રવાહને રોકી નહિ શકવાથી, આટલી વૃદ્ધ ઉમ્મરે આ બૈરી કરી, તો તે રાંડ કંકાસણ, અને કામી ઠરી. આ તેના યાર સાથે જારી રમતાં મેં જોઈ; તેથી ક્રોધીત બની, ઝેર આવવાથી આ બદમાસ સાથે મારા મારી થઈ. મને છરાનો ઘા કરતો હતો, તેવામાં જોશથી મેં છરો ઝુંટવી લીધો. અને તેનાજ ગળામાં ક્રોધમાં આવી ઘોંચી દીધો. વળી આ રંડાનું નાક કાપી, તેને પણ નકટી કીધી છે, તેને પણ તેનાં કર્મની સજા દીધી છે, ર્‍હાય મારો યા ઉગારો.

**ગોપાલદાસ**—સજા તો, સર્વને બરાબર થઇ છે. પરંતુ શાસ્ત્રીજી ? તમારા માટે હજુ બાકી રહી છે. શાસ્ત્રી મહારાજ ? જગતમાં પરમાત્માનો વાસ છે. એની

ગેબી લાઠીનો પ્રહાર પડ્યા પછી જ દેખાય છે. પ્રભુના નામે કથા કીરતન કરી દુનીઆને, અરે આ ભારતનાં ભોળા જનનાં આત્માને ઠગો છો? એ શું ઓછો અપરાધ કરો છો? આપવો બોધ, અને પોતે ધંધા ઉંધા કરવા. સંસારમાં સાફ બગલા રૂપે ફરી, જન-સમાજને ફસાવી ખાનાર પાપી પ્રાણીઓ? હવે તો હદ કરો છો, તમારૂં કાળું મેશ જેવું મલીન હૃદય. પાપ કરતાં પાછું વાળી જોતું જ નથી. એનકેન પ્રમાણે સ્વાર્થ સાધી, પોતાનો કકો ખરો કહેવરાવવો; એજ તમારૂં સૂત્ર છે. ( નવછંદીને ) અરે બાઈ? તું સ્ત્રી છે, અત્યાર પહેલાં, આજ ભારતભૂમી ઉપર, થએલી, પવીત્ર દેવી રૂપ અનેક સ્ત્રી રત્નોનાં યશોગાન, હજુ પણ ઇતીહાસમાં ગવાઇ રહ્યા છે. અત્યારે એજ ભૂંમી ઉપર, તારા જેવી બૂદ્ધીહીણ, ધર્મ કર્મથી ભ્રષ્ટ થએલ કુલટાઓને જોઇ, મારા પવીત્ર દેશની દુરદશા ઉપર, ખરેખર મારી આંખમાંથી આંસુ છૂટે છે. જગતની દુરદશા કરનાર કુકર્મના સાથી જોડાઓ તમારો ન્યાય કુદરતના કરનાર કીરતારના હાથમાં સોપું છું. જાઓ, ભૂંડે હાલે ભટકી ખાઓ. અને પ્રભુ સુબુદ્ધી આપે, તો હવેથી સત્યને ચીલે ચાલી, સુખી થાઓ. જવા દો તેને.

**શાસ્ત્રી**—( શરમ અને દેહ ઉપર તીરસ્કાર આવવાથી ) અહા-હાહાહાહા, આ મેં શું કર્યું. બ્રાંહ્મણ દેહ ધરી, ધર્મ ઢોંગી બની, મારા મુળ સ્વરૂપને સળગાવી મૂક્યું છે. આ દુનીઆ કે પેલી દુનીઆમાં હવે એક પણ ઠાંમ નથી.

છંદ.

ધીક્કાર છે આ દેહને, ધીક્કાર મારા કર્મને,
ધીક્કાર માનવ જાત પાંમી, ખોઈ બેઠો ધર્મને;

જીવવું શું મૂખ લઈ, મરવું વધુ સુખરૂપ છે,
દુષ્ટ મુજ સમ પાપી માટે, નર્ક આખર કુંપ છે.

(છરો પેટમાં મારે છે, અને પડે છે.) ઓ–ઓ–હાય પાપીની આજ દશા થાય, મ–રૂં–છું– (મરે છે.)

**નવછંદી**—હાય, હાય, હવે મારૂ પણ શું થશે? નાક વઢી થઈ પીયરમાં પણ કેમ જવાય? હવે તો આપઘાત કરવા, જળ પ્રવેશ કરૂં, દુનીઆને પાપી મૂખ બતાવવા પહેલાંજ ડુબી મરૂં.

છંદ

જે નારી નીજ પતીને ડુલે, તેની આ ગતી થાય,
ભોગવવું ભવમાં છે સાચું, કર્યા કર્મ દેખાય;
જગત દ્રષ્ટીએ નીંદા પામી, જીવન ધીક છે ધરવું,
ઉત્તમ છે એ હવે નકી કે, બૂડી પાણીમાં મરવું.

(જાય છે.)

**ગોપાલદાસ**—કર્મ પ્રમાણે મતી, અને મતી પ્રમાણે ગતી. સેવકો? જાઓ, આ બ્રાહ્મણ દેહને લઈ જઈ, અગ્નીસંસકાર કરાવો.

**બન્ને સ્વયંમસેવકો**—આજ્ઞા સ્વામી. (બન્ને જણા, મુડદાને ઉપાડી લઈ જાય છે.)

**ત્રીવેણી**—(અત્યંજ કન્યાઓ સાથે સફેત કફનીઓ, અને છુટા કેશથી ભસ્મ લગાવીને આવે છે.) પીતાશ્રી પ્રણામ.

**ગોપાલદાસ**—દીર્ઘાયુ પુત્રી! કેમ આજે વળી આ નવીન વેશ શો કાઢ્યો છે? રાજસી પોશાક તજી, સાધુ વૃત્તીમાં આત્માને કેમ વાળ્યો છે. બેટા? આ પોષાક પહેરવો સહેલ છે, પરંતુ નીભાવવો મહા મૂશકેલ છે.

**ત્રીવેણી**—પીતાજી, પ્રભુ નીભાવશે. પવીત્ર માતાપીતાનાં પવીત્ર રજકણોથી બંધાએલ દેહની, દ્રઢતા નીભાવશે. મૂરબ્બી? અત્યંજ શાળાઓની કુમારીકાઓમાંથી, જેજે કુમારી-

કાઓ સંસકાર વાળી થઈ છે. તેને સાથે લઇ, આ વેશે, આપણા દેશનાં અમુક અમુક ગામોમાં ફરી, ઠેરઠેર અત્યંજશાળાઓ સ્થાપી, અનાથ અને તરછોડાતા, પરધરમીઓને આશ્રય લેવા જનાર, એ આપણાં દેશી જીવાત્માઓને ઉદ્ધાર કરવા ઇચ્છીએ છીએ ? આ સુદ્ધ સુત્રની સફેત કંથા અને આ યાચનાની ઝોળી, તથા ભસ્મ, દુનીઆને દેખાડવા નથી ધરી.

ગાયન

ભસ્મ આ ભગવાનની, ફોકટ અમે ચોળી નથી,
પ્રેમને ભંડાર છે આ, ભીખની ઝોળી નથી;—ટેક૦
પ્રેમના આ પંથમાં, યાચું અમીરો પાસ હું,
છે સ્વદેશી રંગ કફની, ગેરૂએ રંગી નથી;—ભસ્મ૦
આ ફકીરીપર અમીરી, લાખ કીધી ડૂલ મેં,
ધુણી ધખે છે દેશની, ફાગણ તણી હોળી નથી.—ભસ્મ૦

**બાળા**—બ્હેન ? આપણા શહેર બ્હાર, કોઇ એક યોગી આવી બેઠા છે. અને આજે અઠાવીશ દીવસ થયાં, અન્નજળને ત્યાગ કરી, મૌન્ય વૃત ધરી, પ્રભુનું ધ્યાન લગાવી રહ્યા છે. શહેરનાં દરેક માણસો, દરરોજ દર્શને જાય છે. અને તે યોગી હાલમાં આખા શહેરમાં પ્રભુ તુલ્ય પૂજાય છે. માટે ચાલોને આપણે પણ તે મહાત્માનાં દર્શન કરીએ.

**ગોપાળદાસ**—હા બેટા, એ વાત તો મારે પણ કાને આવી છે. ખરેખર તે કોઇ મહાન પૂરૂષ છે. આપણે પણ તેનાં દર્શન નીમીતે આવતી કાલે જઇએ, અને પાવન થઇએ. ( ત્રીવેણી વીચારમા દીગ્મૂઢ બની ઉત્તર આપ્યા શીવાય ઉભી રહે છે. ) કેમ જવાબ ન મળ્યો ?

**ત્રીવેણી**—ખુશીથી, બાપુ, આપની ઇચ્છા તેજ મારી મરજી.

**ગોપાલદાસ**—ત્યારે હું જાઉં છું, અને આવતી કાલે તે યોગીનાં દર્શન કરવા, જવાની તૈયારી કરાવું છું. ( જાય છે. )

**રૂપલી**—( સ્મીત હાસ્યથી ) બહેન, અમો સર્વે પણ આપની સાથે દર્શન કરવા આવીશું હો ?

**ત્રીવેણી**—બહેન, તે યોગીનાં દર્શન કરવાની તો તું, પહેલી અધીકારીણી છે. ( સ્વગત મનમાં ) પહોંચ્યો, સાચો અને શુદ્ધ પ્રેમી આત્મા, કર્તવ્ય પરાયણ થઇ, નટની પેઠે, આપેલ દોરના આધારે નીશાનની ટોચે પહોચ્યો. ત્રીવેણી, ત્રીવેણી, હવે તો તારીજ કસોટી, તારીજ દ્રઢતા, અને તારાજ વાકય દાનની કીંમત અંકાવી રહી; મળવુંજ પડશે, આપેલ વચન પ્રમાણે પળવુંજ પડશે. જો ન મળાય, વચનમાં ન પળાય ? તો, તો,

છંદ

ધીક જીવન, ધીક જાતિ, ધીક મારી નેક ને,
આશ, દોરી પર ધરૂં, જો કાપતો ધીક ટેક ને;
મહા મહેનતથી ધરી, લગની લગાવી છે ખરી,
તે ખરા મુજ પ્રેમીને, તન મન ધને હું છું વરી;
તાત કોપે, જાત કોપે, સર્વ જગ છો કોપતું,
વીફરી બધું આ શહેર, છો જલ્લાદ હાથે સોંપતું;
પણ પ્રાણરૂપ એ પ્રેમીને, નહિ દગાથી તરછોડવો,
પૂર્વના સંસ્કારી જીવથી, સ્નેહ સાચો જોડવો.

ગાયન.

નીખાલસ છે હૃદય જેનાં, અમે સંગી સદા તેના,
ખરૂ કહેતા જીગર ખોલી, ન બદલે સ્વપ્નમાં બોલી;
ભલે હો રંક કે કોલી, .... .... .... ....અમે સંગી.
ચડે નહિ જે અધમ ચાળે, પ્રીતીને પ્રાણ સમ પાળે,
જીવન ગુણ શોધમાં ગાળે, .... .... .... ....અમે સંગી.
વીનયભરી જેહની વાચા, ન હોએ કાનના કાચા,
રહે કેશવ રસે રાચ્યા ... ... ... ...અમે સંગી.

ક. કે. શાં.

## પ્રવેશ ચોથો.

સ્થળ–ગંગા કિનારે, શ્રીમદ્‌ભાગવતનો
કથા મંડપ.

**પાત્રો**—પરિક્ષીત, શુકદેવજી, શ્રોતાજનો, કળીયુગ,
તક્ષક, વીગેરે.

**શુકદેવજી**—( ભાગવત વાંચતા બેઠા છે, વચે પરિક્ષીત, અને સામે શ્રોતા જનો સાંભળે છે. )

### श्लोक.

इत्युक्त स्तमनु ज्ञाप्य, भगवान् बादरायणि,
जगाम भिक्षुभिः साकं, नरदेवेन पूजितः
परिक्षदपिराजर्षी रात्म न्यातमान महात्मना.
समाधाय परहृदया, दस्यनूदा सुर्यथातरुः

**શ્રોતાજનો**—હરે–નમઃ

### અષ્ટપદી.

પ્રભુ પ્રલય સમયમાં, પાપી શંખાસૂર મારી,
લીધું પ્રથમ મચ્છ સ્વરૂપ, વેદ લીધા તારી.
પ્રભુ અમૃત કાજે, વલોવીઆ સાગર વારી,
ધર્યું બીજું કચ્છ સ્વરૂપ, ધરા પીઠે ધારી.
પ્રભુ એ કીધો ઉદ્ધાર, વળી હીરણ્યાંક્ષ હણી,
ધર્યું ત્રીજુ સૂકર રૂપ, ધરી ડાઢે ધરણી.
પ્રભુ પ્રકટ્યા તોડી સ્થંભ, હીરણ્યકસ્યપુ માર્યો,
ધર્યું ચોથુ નરહરિ રૂપ, પ્રહલાદને તાર્યો.
પ્રભુ ત્રણ ડગલે બ્રહ્માંડ, માપી બળી રાય છળ્યો,
ધર્યું પાંચમું વામન રૂપ, ન મહીમાં જાય કળ્યો.

પ્રભુ કાઢ્યા ક્ષત્રી મુળ, લઈ ફરસી હાથે,
ધર્યું છઠું ભ્રગુપતી રૂપ, શ્રી જગનાનાથે.
પ્રભુ કરી સીતાની શોધ, દેશ બધો ડોળ્યો,
ધર્યું સાતમુ રામ સ્વરૂપ, રાવણુને રોળ્યો.
પ્રભુ મથુરાં માંહી કૌંશ, કાળો કેર કરે,
ધર્યું આઠમું કૃષ્ણુ સ્વરૂપ, દેવકી નંદ હરે.

ક. કુ. ઝ. શાહ. ( શુકદેવજીમાંથી )

---

**શ્રોતાજનો**—હરે નમઃ

**શુકદેવજી**—બોલો-અચ્યુતંમ, કેશવંમ શ્રીરામનારાયણુંમ,
કૃષ્ણુદામોદરં, શ્રીવાસુદેવહરે,
શ્રીધરંમ માધવંમ, ગોપીકા વલભમ,
શ્રી જાનકી નાયકંમ, શ્રી રામચંદ્રમ ભજે.

**શુકદેવજી**—રાજા પરિક્ષીત, આ તરણુ તારણી, શ્રીમદ્ ભાગવતની સાત દિવસની સભા સાંભળી, તમારો આત્મા પવિત્ર થયો છે. અને સાક્ષાત શ્રી વીષ્ણું ધામનો અધીકારી બની રહ્યો છે. રાજા, પ્રભુના વૈરાટ સ્વરૂપમાંથી અવતાર ધરેલ વીભુના આઠે અવતારની કથા આપે સાંભળી. કહો ? હવે તમોને કશી પણુ ઈચ્છા રહે છે ?

**પરિક્ષીત**—નહિ મહારાજ, આપની પવીત્ર વાણીદ્વારા મળેલું જ્ઞાનામૃત પીને, હું પરીપૂર્ણ પાવન થયો છું. હવે મને કોઈપણુ જાતની ઈચ્છા નથી.

**શુકદેવજી**—રાજંન ? આ મૃત્યુ લોક ઉપરની હવે થોડીજ ક્ષણો તમારા માટે બાકી છે. સાક્ષાત વીષ્ણુપુર પધારવાની તૈયારી કરો અને ચક્ષુબંધ કરી, સંસારમાંથી મંન, પ્રાણુ, ઇંદ્રીઓને વાળી લઇ આત્મમય સર્વેશ્વર શ્રી હરીના ચરણુમાં ચીત્ત લગાડી, સર્વ કર્મને બાળી દયો. બોલો, રાધેકૃષ્ણુ, રાધેકૃષ્ણુ, રાધેકૃષ્ણુ.

**બધા**—( શ્રી કૃષ્ણનાં નામની ધુન લગાવે છે. ) રાધેકૃષ્ણ-રાધેકૃષ્ણ-રાધેકૃષ્ણ. ( આંખો મીંચીને સર્વે ધ્યાન પરાયણ થાય છે. )

**કળીયુગ**—( પ્રગટ થઇને ) ફતેહ, ફતેહ.

**છંદ.**

છેવટે છે વીજય મારો, નાગ તક્ષક આવશે,
આ પળે વરસાદ આવી, વીષનો વરસાવશે;
પરિક્ષીત ધર્માત્મા, જાતાં પરીબળ ફાવશે,
જામશે કળી જોર, નીતી ધર્મને ધમકાવશે;
વીજયના ડંકા હવે બસ, દસ દીશામાં વાગશે,
બાથ ભરતાં આગ સાથે, પ્રાણ પરિક્ષીત ત્યાગશે.

તૈયાર, તક્ષક તૈયાર, તારા ઝેરી ઝપાટાનાં એકજ ઝટકાથી, આ પરિક્ષીતને ડંશ કરી, ઝેરની વીષંમ જવાળાથી, બાળી ખાખ કર. ( બંસી વાગે છે, તક્ષક આવે છે, પરિક્ષીતને જમણે અંગુઠે ડંશ કરતાં વીષની જવાળારૂપ અગ્નીથી, પરિક્ષીતની કાયા બળે છે. કળીયુગ મૂંછે તાવ દેતો મલકાય છે, સર્વે ધ્યાનસ્થ દેખાય છે, તક્ષક વિદાય થાય છે. આકાશ માર્ગેથી વીમાન આવે છે. પરિક્ષીત શુક્ષંમ દેહે, વીમાનમાં જાય છે.)

ટેબલો.

---

## પ્રવેશ પાંચમો.

---

### સ્થળ-પાંડવોની કુળદેવીના મંદીર પાસેનો એક ભાગ.

**પાત્રો**—જયા, જન્મેજય, અમાત્ય, પૂરોહિત, અનુચર, પાછળથી અશ્વત્થામાં, અને દ્રોણ ગુરૂનું દૈવી સ્વરૂપ.

**જયા**—( પ્રેમ મસ્તીમાં, પ્રવેશતાં. )

### ગાયન.

મધુરી મૂરતી તારી, જીગરમાં તો જડાઇ છે,
રસીલી રસભરી સૂરતી, નયન માંહે ભરાઇ છે;
દીધી છે પ્રેમ પીંજરમાં, પૂરી મેંના આ મદ ઘેલી,
કર્યા છે પ્રાણ પરવશ તેં, ગુરૂ તું, હું બની ચેલી;
તજી છે લોક લજ્જાને, સજો છે સ્નેહનો સાંઓ,
કીધો છે કલ્પ વૃક્ષે વાસ, શીતળ જોઇ પ્રેમનો છાંઓ;
ઇમારત ઇશ્કની ચણવા, ઉમળકા અવનવા આવે,
મદન રસ રંગનો પ્યાલો, પીવાને પ્રાણ તલસાવે.

**જન્મેજય**—( પ્રવેશ કરીને. )

### છંદ.

રસીકડી છે રહી ખીલી, પ્રીતીનો દાવ દુનીઆમાં,
નથી કો આ સમી નારી, બીજી બસ આજ દુનીઆમાં;
વદન વીલોકતાં વ્હાલે, ઉમળકા અંતરે આવે,
ભેટુ જઇ ભાવથી દોડી, તરૂણી ખાસ તલસાવે.

( પાસે જઈને ) જયાગવરી, કેમ શો વિચાર કરો છો ?

**જયા**—પધારો ! પધારો ! રાજ, વિચાર આપ શીવાય બીજા કોના હોય ?

**જન્મેજય**—મારો વિચાર ! શું હું કંઇ કદરૂપો છું.

**જયા**—જાઓ, જાઓ, આખો દીવસ આમ આડું ને આડું જ બોલતાં આવડે છે ? કે શું.

**જન્મેજય**—ત્યારે મારો વિચાર, શી બાબત કરો છો ? તે તો કહો.

**જયા**—આપને વશ કરવાનો.

**જન્મેજય**—વશ તો થઈજ ચુકયો છું. નહિતો પરણુત જ શા માટે ?

**જયા**—પરણે તો બધાએ છે, પણ ચાર દીવસનું ચટકુ. મોહ ઉતરી ગયા પછી તો, એંહ–બધું એમ જ તો.

**જન્મેજય**—તે સાચો પ્રેમી નહિ, શુદ્ધ હૃદયથી જડાએલ જોડાં તો, યુગેયુગ સાથે જ રહે છે.

**જયા**—ત્યારે આપ પણ તેવા જ પ્રેમી થશો કે ?

**જન્મેજય**—તેમાં શી નવાઇ.

છંદ

બન્યો છું બાવરો વ્હાલી, રસીલું મુખ આ જોઈ,
શરીરની શાંન ને સુદ્ધી, તમારા સ્નેહમાં ખોઇ;
હવે શંકા જવા દોને, મધુરી ભેટી લ્યો ભાવે,
કળી, તું કુસુંમની મારી, મધુ કર ચુંબવા આવે.

( ચુંબન લેવા જાય છે. )

**જયા**—જુઓ, જુઓ, મારા પીતાશ્રી આવ્યા. ( હાથ છોડાવી અંદર ચાલી જાય છે. )

**અમાત્ય**—( ઘોડેસ્વાર અનુચર, તથા પૂરોહીત સાથે પ્રવેશ કરીને. ) કુમારશ્રી, હસ્તીનાપૂરથી સંદેશો લઈ, આ સ્વાર આવેલ છે. અને આપને ત્યાં જલ્દી પધારવાનું જણાવે છે.

**જન્મેજય**—લાવો, પત્ર લાવો. ( સ્વાર પત્ર પ્રધાનને આપે છે, પ્રધાન કુમારને આપે છે. )

**અમાત્ય**—લ્યો આ પત્ર.

**જન્મેજય**—( પત્ર વાંચીને ) ઓહ ! આ હું શું વાંચું છું ! શું માતા ગઇ ? મારી જનેતા સ્વર્ગ પંથે પ્રયાણ કરી ગઇ. અને વળી પીતાશ્રીનો પણ નાશ; પાપી તક્ષક ? શું તે ધર્મ મૂર્ત્તીનો નાશ કીધો ? ઓ કાળ, શું તેં આવી રીતે અચાનક દગો દીધો ? જાઓ, જાઓ, અમાત્ય, આજ પળે અહીંથી ઉપડી જવાની તૈયારી કરો. ( અમાત્ય તથા બધા જાય છે. ) તક્ષક ? તક્ષક, તેં, જેના

પ્રાણ લીધા છે. તેજ પીતા પરિક્ષીતના, સોગન ખાઇ, હું પ્રતીજ્ઞા કરૂં છું કે, જ્યાં સુધી સર્પયજ્ઞ કરી, તારા અને તારા પરીવારના પ્રાણ હરી, તને નીરવંશ ન કરૂં ત્યાં સુધી હું મારા મસ્તક ઉપર કદાપી તાજ ન ધરૂં. દુષ્ટ કૃત્ય કરનાર ક્રુર પ્રાણી, હવે નક્કી જાણજે, કે તારો નાશ જ આવ્યો છે.

અશ્વત્થામા—( દોડતો આવીને ) આવ્યો, આવ્યો, અશ્વત્થામા ગાંડો, આ આવ્યો, કેમરે છોકરા, મને કેમ બોલાવ્યો, નાશ, નાશ; અશ્વત્થામાથી જલ્દી નાશ, નહિ તો ખાઇ જઇશ, મારી નાખીશ, પીસી નાખીશ.

જન્મેજય—જા, જા, મૂર્ખ; તું કોઈ દીવાનો જણાય છે. તારા જેવા દાંભીકથી આ ક્ષત્રીબાળ ડરશે નહિ. પાછું પગલુ ભરશે નહી.

અશ્વત્થામા—( અટહાસ્યથી ) ક્ષત્રી, હાહાહાહાહાહા, ક્ષત્રીનો તો હું કાળ છું. હું બ્રાહ્મણ, ભ્રગુ, પરશુરામ, નહિ, નહિ, અશ્વત્થામા; નાશ, નાશ, મારૂં છું.

જન્મેજય—અરે દુષ્ટ.

છંદ.

મારનારા નથી બકતા, માર મારૂં છું કહી,
શ્વાન ભસતાં નહિ કરડે, દાખલો જગમાં સહી;
જોર જોયું નથી દીકરા, ખાસ ક્ષત્રી બાળનું,
ભ્રષ્ટ નવ લે નામ, કહું છું ખાસ ક્ષત્રી બાળનું.

છંદ.

અશ્વત્થામા—વેંત જેવું છોકરૂં, શું લવ લવારી બક બકે,
મોતના ઓ મગતરા, નહિ હાથ મારો સહીશકે;
જા, હજુ એ જા, કહું છું, રહેમ બાળક જાણીને,
બટુક બોલા છોકરા, જાણ્યું હવે તુજ પાણીને.

છંદ

જન્મેજય—

પાણી જોતાં ક્ષત્રીનું, નહી લ્હાણુ કાઢીશ બામણાં,
સીંહ સાથે બાથ ભરતાં, પ્રાણુ જાશે બામણાં;
દુષ્ટ ભૂલી ભાન, છોડી શાંન ભટકે બામણાં,
કર્મ છોડયું ધર્મ છોડયો, ધીક તને છે બામણાં.

છંદ.

અશ્વત્થામા—

જીભ તોડું, હાથ તોડું, પ્રાણુ કાઢું પલકમાં,
મસ્ત થઈ અલમસ્ત ફરતો, કોણુ તું છે ખલકમાં;
આગના અંગાર, તુજને જો પમાડું નાશ છું,
કાળનો હું કાળ, મારૂં ઠાર એવો ખાસ છું.

માટે આવી જા.

જન્મેજય—તો તું પણુ તૈયાર થા. ( બન્ને લડે છે, છેવટ જન્મેજય, અશ્વત્થામા ઉપર કટાર તાકી નીચે નાખી છાતી ઉપર ચડી બેસે છે. ) બોલ, હવે શું છે તારૂં બળ, હરામી, બામણાં ? જો, આ એકજ કટારનાં ઘાવથી, તારા આ પળેજ, પ્રાણુ લઉં છું. ( મારવા જાય છે. )

અશ્વત્થામા—( હસીને ) હા હા હા હા હા, ખુશીથી માર, અને બ્રહ્મહત્યા કરી, તારી ઈકોતેર પેઢીને તાર.

જન્મેજય—( છાતી ઉપરથી ઉઠીને ) જા, જા, દીવાના ? બ્રાહ્મણુ ઉપર, આ પરિક્ષીત પુત્ર હાથ ઉઠાવતો નથી. બ્રહ્મહત્યા કરવાની ભાવનાને લાવતો નથી.

દોહરો.

જેને નહિ નીજ દેહનું, કંઈ ભાન કે શુધ્ધ શાંન છે,
તેની સાથે વાત કરવી, એ મહા અજ્ઞાન છે.

( ચાલ્યો જાય છે )

અશ્વત્થામા—(હસીને) નાઠો, નાઠો, બીચારો બાળક, જરૂર જીવ લઇને નાઠો. ના, ના, શું હુ એનાથી હાર્યો. શું! અશ્વત્થામા, એક નાના બચ્ચાંથી હાર્યો. કોણ કહે છે? ગાંડો કહેનાર ખરેખર ગાંડો. જાઉં છું, પાછળ થાઉં છું, અને હાલજ પકડી પાડી, તેના પ્રાણ હરવાના સોગન ખાઉં છું. (જવા માટે તૈયાર થાય છે. ત્યાં અવાજ સાથે આકાશમાંથી ગુરૂદ્રોણની મૂર્ત્તિ દેખાય છે.)

દ્રોણગુરૂ—ન જા, ન જા, પાપી? હવે અધીક પાપ કરવા તૈયાર ન થા, અને બાળહત્યાઓથી ધરા.

છંદ.

જો નજર ઉંડી કરી, બ્રંહ્મ તેજ ક્યાં ઉડી ગયું,
બાળ હત્યાથી બની, તુજ શુદ્ર ચૈતન્ય છે રહ્યું;
શ્રાપ આપુ ફરી તુજને, આંખ ખોલી જો ખરે,
આ દેશમાં કદી આવશે, તો ખાખ થઇને તું મરે;
દેશ છે સૌરાષ્ટ જ્યાં, ગીરીનાર પર જઈ વાસ કર,
ભૂત માફક ભટકવું, છોડી ઉપાધી દુર ધર.

(અદ્રશ્ય થઈ જાય છે.)

અશ્વત્થામા—ગયા, ગયા, ગુરૂદ્રોણ, અદ્રશ્ય થયા. ઓહ; સામેથી આ શું આવે છે! આગ, આગ, નાસો, ભાગો ઓહ! પ્રભુ? દયા. દયા શીવાય, તરવાનો આ અધમને એક પણ ઉપાય નથી. જાઉં, ગુરૂની શીક્ષા શીર ઉપર ચડાવી, ત્યાંજ જાઉં. સૌરાષ્ટ દેશના પવીત્ર ગીરીકંદરામાં વાસ કરી, યોગ સાધુ. આત્માને અન્ય તરફથી વાળી, પ્રભુ ચરણમાં બાંધુ.

છંદ.

આજથી આ દેશ સામું, નહિ કદી નીહાળવું,
વચન સાચુ માંની ગુરૂનું, પ્રેમથી તે પાળવું;

સર્વનું કલ્યાણ ઇચ્છી, હરી ચરણ ચીત્ત વાળવું,
યોગ સાધી સ્થુલને, જ્ઞાના અગ્નીએ બાળવું.
જોઇને આ જીવની, ગતી પર ગુસ્સો કરશો નહિ,
સંસારીઓ કદી કોઈ, હત્યા બાળની કરશો નહિ.
( જાય છે પ્રવેશ પુરો થાય છે. )

## પ્રવેશ છઠો.

સ્થળ—નગર બ્હાર, ધણ ચોકમાં, ધ્યાનસ્થ યોગી રામલો.

પાત્રો—રામલો, ત્રીવેણી, ગોપાલદાસ, રૂપલી, પુરજનો, બાળાઓ.

**રામલોઢેડ**—( ધ્યાનમાં બેઠેલ છે, પાસે ધુણી ધખે છે, નજીકમાં ફળ ફુલ અને પૈસાનો ઢગ પડયો છે, પુરજનો એક પછી એક દર્શન કરવા આવે છે. )

**૧–માણુસ**—( દર્શન કરતાં ) જય બાપજી, જય જોગીરાજ, આપતો કોઈ આકાશમાંથી ઉતરી આવેલ, શાક્ષાત શંકર સ્વરૂપ છો.

**૨–માણુસ**—હાસ્તો, નહિતો આજે એક એક માસ થયાં. મૂનીવૃતધારી, અન જળનો ત્યાગ કરી, બીજો કોઈ રહી શકે ખરો કે ?

**૧–બહેન**—અરે ભાઇ, મેંતો આજથી ચોથા દિવસ ઉપર એક બાધા લીધી, કે જો મારી ગાય દોવા દેશે, તો આ યોગીરાજ પાસે એક નાળીએર વધેરીશ. પછી તો શું કહેવું, જેવી બાધા લીધી, કે ટપ ગાયે દોવા દીધું.

**૨–બહેન**—મારી સાસુ, મને રોજ સતાવતી હતી. પણ જ્યાં, આ જોગીરાજની બાધા લીધી, કે તુરત ઠેકાણે આવી ગઇ.

૧-માણુસ—( સામે જોઇને ) અરે ! જૂઓ, જૂઓ, મહારાજ ગોપાળદાસ અને ત્રીવેણી બહેન આવે છે.

ગોપાળદાસ—( સર્વેની સાથે પ્રવેશ કરીને. ) જય, જય, યોગેશ્વર, સત્ય સ્વરૂપ આપનો જય. ( બધા પ્રણામ કરે છે, ત્રીવેણી રામલાને બારીક નજરે જોતી ઉભી રહે છે. ) બહેન, સાથે લાવેલ સેવા સામગ્રીથી, આ પવીત્ર આત્માનું પૂજન કરી પાવન થાઓ.

ત્રીવેણી—જેવી પીતાશ્રીની આજ્ઞા. ( ત્રીવેણી રામલાને ચંદન અરચી, પુષ્પહાર પહેરાવી, અક્ષતથી વધાવી, આરતી ઉતારી, પુષ્પાંજલી કરતાં )

ગાયન. ( આશાવરી. )

જેને માટે યોગ ધર્યો તેં, છે તુજ સામી આવી ઉભી એ,—ટેક
ઉઠ બેઠોથા આંખ ઉઘાડી, જો આતમ પ્રેમી પ્રીય ભાળી;—જેને
જાગ, જાગ, ચેતન તું ચેતી, રામનામની ખુબ કરી ખેતી.—જેને

[ ત્રીવેણી ધ્યાન મુકત કરવા રામલાને પગની ઠોકર મારે છે; રામલો ધ્યાન મુકત થઇને ત્રીવેણીને એકી નજરે જોઇ શુદ્ધ ભાવથી મસ્તક હલાવી. )

ગાયન.

રામલો—

નહિં નહિં બાળા તું છે તે પણ, હું નહિં એ હવે પાપનો ભાગી,—નહિં.
દેવી પધારો પાછા અવાસે, આ આતમ ગુણ રામનાં ગાશે;—નહિં.
માત ગુરૂ તું શીષ્ય હું તારો, બહેન પાપથી તેંજ ઉગાર્યો,—નહિં.
માયા પટના છુટયા પાસા, છે હવે રામ મીલનની આશા;—નહિં.

(ત્રીવેણીના પગમાં પડે છે.) ધન્ય, ધન્ય, હે બહેન ? હવે હું એ રામલો નથી ? હવે હું ભ્રષ્ટ વીચારોનો ભંગી નથી, હવે તો તારા દીધેલા મંત્રના જાપમાં મસ્ત થએલો, અને રામ નામથી પાર પહોંચેલો રામદાસ છું. બહેન, ઓ મારી તરણ તારીણી ભગીની, તારા શુધ્ધ સતસંગનો પ્રભાવ મેં જાણ્યો, અધમનો ઉધ્ધાર કરવાની યુક્તી અજમાવનાર દયાળુ દેવી હવે તો,

છંદ.

નથી કોઇ ગામની ઇચ્છા, નથી ધન ધામની ઇચ્છા,
નથી નારી તણી ઇચ્છા, નથી સંતાનની ઇચ્છા;
કરી છે તેં કૃપા ભારી, ભૂલાવી મોહની બારી,
નીરંતર રામ રટવાની, હવે રઢ છે મને ભારી.

**ગોપાલદાસ**—બહેન, આ બધી શી ઘટમાળ છે, તેની કંઈ સમજ પડતી નથી.

**ત્રીવેણી**—પીતાશ્રી, એ સર્વ ઇશ્વરી માયાની અસાધારણ વીચીત્રતા છે. જેને આપ રામ નામથી યોગ સાધનાર મહાત્મા માનો છો, તે પૂર્વાશ્રમમાં, આપણા ગામમાં વસનાર, રામલા ઢેડના નામથી ઓળખાતું પંચભૂતનું પુતળું હતું. પરંતુ હવે કોઇ પૂર્વના સતકૃત્યથી, મારા પ્રસંગમાં આવતાં અને રામ નામે સંસાર સાગર તરવામાં ફાવતાં, આ સ્થીતીએ પહોંચેલ છે. આ સર્વ કાર્યમાં, પૂરતી રીતે પ્રયત્ન કરનાર, આ તેની સ્ત્રી રૂપલી છે. કે જે પોતે પણ અત્યંજપણાના અધમ ધંધાને છોડી, આપણી અત્યંજ શાળાની શીષ્યા બની છે.

છંદ

નીચ મટીને ઉંચ પણ, થાતાં ન રહે વાર,
જૂઓ દાખલો જગ છતો, અત્યંજનો ઉધ્ધાર;
કર્મ ચક્ર પૂરૂં થતાં, બંધન છુટી જાય,
કૃપા થતાં કીરતારની, નરનો નારાયણ થાય.

**ગોપાલદાસ**—પુત્રી ! આ સીધ્ધીને પામેલ, પવીત્ર આત્માને, આપણી અત્યંજ શાળામાં આસન આપો, અને રામદાસના પવીત્ર નામથી સ્થાપો. મારી કુળદીપક પુત્રી, ધન્ય છે તારી પવીત્ર ભાવનાને, પુત્રી આપો, તો ઇશ્વિર સર્વને તારા જેવી જ દેશ ઉદ્ધારક અને પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છિનારી જ આપજો. ચાલો હવે

આશ્રમમાં જઇએ, અને આ અધીકારી આત્માની યોગ્ય ગોઠવણ કરીએ.

શ્રીવેણી—પધારો યોગીરાજ આશ્રમમાં પધારો.

રામલો—લઈ જાઓ, ખુશી પડે ત્યાં, આ નાશાત્મક દેહને લઈ જાઓ, આ રામનામના પ્યાસુ પ્રાણને તો, આશ્રમ ને અવાસ, શહેર ને જંગલ, વસ્તી ને વેરાન, જીવ અને જંતુ, જીવવું અને મરવું, એ સર્વે સરખું જ છે. મને તો હવે,

### ગાયન.

( ગજલ કવાલી )

જગત માયા તણું મંડાણુ, મને તો બ્રહ્મ ભાસે છે,
નથી માતા, નથી પીતા, નથી સંસારીઓનો પ્રેમ;
જડેલાં કર્મ સાથે છે. .... .... .... .... મનેતો.
નથી સ્થાવર, નથી જંગમ, નથી ચંદા નથી સૂરજ,
ભરેલો સર્વ ભાસે છે. ... .... ... .... મનેતો.
ભૂતો હું પંચને ધરતો, વખત આવ્યે અલગ કરતો,
મહામમ માયા સાથે છે. .... .... .... .... મનેતો.
હું છું સતસંગનો સંગી. ચીદાનંદ રૂપનો અંગી,
પરમ પદ મારૂં માથે છે. .... .... .... ... મનેતો.
ગણે કોઈ જીવ કે શીવ રૂપ, ગણે બ્રહ્માંડ કેરો ભુપ,
સદા સમજે પ્રકાશે છે. ... .... .... .... મનેતો.

( સર્વેનું જવું, પ્રવેશનું પુરૂં થવું. )

## પ્રવેશ સાતમો.

સ્થળ—હસ્તીનાપૂરનાં મહાલયમાં, યજ્ઞવેદી.

પાત્રો—જન્મેજય, જયા, અમાત્ય, પૂરોહીત, દરબારીઓ, પૂરજનો, રૂષીઓ, પાછળથી, શ્રી વીષ્ણુંભગવાન, શંકર, ઈંદ્ર,

દેવતાઓ, અપ્સરાઓ, તક્ષક, અને વીષ્ણુ લોકમાં વિહાર કરતા પરિક્ષીત તથા ઈરાવતીના દૈવી સ્વરૂપો.

**જન્મેજય**—( યજ્ઞ કરે છે. રૂષીઓ આહુતીઓ અપાવે છે, સર્વે સમાજ બેઠો છે, અને આકાશ માર્ગેથી, સર્પો ઉડી ઉડી, યજ્ઞમાં આવી પડે છે. ) ચલાવો, ચલાવો, બ્રહ્માંડ આખાનાં સર્પોનો વીધ્વંશ કરવા, યજ્ઞને આગળ ચલાવો.

**રૂષીઓ**—આજ્ઞા મહારાજ.

ૐ અનંતાય,—સ્વાહા. ૐ ચકંમખલાય,—સ્વાહા.
ૐ વાસુકીએ,—સ્વાહા. ૐ શંખપાલાય,—સ્વાહા.
ૐ શેશાય, —સ્વાહા. ૐ ધાતરાષ્ટાય,—સ્વાહા.
ૐ કાલાય, —સ્વાહા. ૐ પદ્મનાભાય,—સ્વાહા.

ૐ તક્ષકાય—સ્વાહા.

**જન્મેજય**—( તક્ષક નહિં આવવાથી, ગુસ્સે થઇને ) કેમ ? કેમ ? રૂત્વીજો ? સર્વે સર્પો, મોટા મોટા નાગો, આ યજ્ઞમાં આવી હોમાઈ ગયા, છતાં હજુ તે દુષ્ટ, તક્ષક કેમ નથી આવતો ?

છંદ.

પીતાના પ્રાણ લેનારો, ગયો છુપાઇ ક્યાં ઝેરી,
બોલાવો મંત્ર સીધીથી, ભરાયો હોય જ્યાં ઝેરી;
પ્રતીજ્ઞા પૂર્ણ કીધા વીણ, નહિ શીર તાજને ધારૂં,
ગમે તે યત્નથી પટકી, પલકમાં આ સ્થળે મારૂં;
રહે નહિ બીજ ઝેરીએ, જગત સંતાપનારાનું,
બનાવો મોત આ પળમાં, વીનાશી વેરી મારાનું.

**૧ રૂષી**—રાજન ? તે મહા ભયભીત થયો છે. આપના ક્રોધાગ્નીથી બચવા માટે, સ્વર્ગમાં ઇંદ્રને શરણે ગયો છે. ઈંદ્રાસનને વળગી વીંટાઈ રહ્યો છે. મહારાજના કોપથી બચવા માટે, દેવપંથે વહ્યો છે.

**જન્મેજય**—તેથી શું ! લાવો, લાવો. એ દેવના પણ દેવ ઇંદ્રને, ઇંદ્રના ઇંદ્રાસનને અને આખા ઇંદ્ર લોકને પણ, આ યજ્ઞમાં હોમવા આવાહન કરો. મારા વેરીને આશ્રય આપનારના દેવોને પણ, આ ભભૂક્તા અગ્નીના મુખમાં ધરો.

**૧ રૂષી**—અસ્તુ રાજંન, અસ્તુ. જુઓ, હવે એજ થાય છે.

**બધા રૂષીઓ**—ૐ, ઇંદ્રાય, સ્વાહા,

**ઇંદ્રદેવ**—(અવાજ સાથે, આકાશ પંથે, તક્ષકથી વીંટાએલ, ઈંદ્રાસન સહીત, યજ્ઞ ઉપર અદ્ધર આવીને ) પાહીમાંમ, પાહીમાંમ, વીષ્ણુંપરમાત્મા, પાહીમાંમ.

**શ્રી વીષ્ણુ**—( અવાજ સાથે, શંકર, બ્રહ્મા, અને દેવતાઓ સહીત પ્રગટ થઇને ) શાંન્તી, શાંન્તી, યુવરાજ ? શાંન્તી.

**જન્મેજય**—ક્યાં છે ? ક્યાં છે ? શાન્તિ ક્યાં છે.

છંદ

માતા ગઈ, પીતા ગયા, બરબાદ સહુ આશા થઈ,
ઉતપાત થાતાં અવનવો, શાંન્તી સદા સળગી ગઇ.

માટે કોઇ કાળે પણ, હું તે તક્ષકને તો નથી જ છોડવાનો. લીધેલી પ્રતીજ્ઞા નથી જ તોડવાનો.

**શ્રી વીષ્ણુ**—વત્સ ? ક્રોધને દૂર કર, તારા જેવા પાંડવ કુળદીપકને, તે ન શોભે ? આ ઘટનામાં, તક્ષકનો યત્‌કીંચીત પણ દોષ નથી. કાળ કાળનું કામ કર્યેજ જાય છે. હવે પછી વરતાવાનાં યુગ, કળીની આ સર્વ માયા છે. અને એ કળી તે ફક્ત મારી ઇચ્છાની જ છાયા છે. માટે શાંન્તી, અને દયા રાખ. તક્ષક ઉપર કૃપાવારી વરસાવી, અભય સ્થાનનો અધીકારી બનાવ.

છંદ

ક્ષમા ભૂષણ છે, ભૂપનું, જગમાં નહિ, કોઈ કોઇનું,
શાંન્તી સાધન સાધતાં, કલ્યાણ થાશે દોઇનું;

ભાવી, મીથ્યા નહિ થશે, છે કુદરતી મુજ કાયદો,
સહનતા શાંન્તીથી ધરશો, તોજ છેવટ ફાયદો.

માટે મમતને મુકી દે. મારી ઇચ્છાશક્તિને આધીન થઈ, તક્ષકને છોડી દે.

**જન્મેજય**—પ્રભુ ? આપની આજ્ઞા શીરે ચડાવવી, એતો મારી પ્રથમ ફરજ જ છે. દેવની ઇચ્છા તક્ષકને બચાવવાની છે; તો તે સદાને માટે મારા ક્રોધથી મુક્ત છે.

**ઇંદ્રદેવ**—પુરૂકુળ પરિક્ષીત પુત્ર ? તારૂં સદા કલ્યાણ થાઓ. તારા નામનો વીમલ યશ, તારા વડીલો પેઠે, અવીચળ રહો.

**શ્રી વીષ્ણુ**—વત્સ ? તારાં માતાપીતાનો મોક્ષ છે. અને તે મારા વીષ્ણુધામમાં વીનોદ કરે છે, તે તૂં જો. ( તાલી પાડે છે, પરિક્ષીત અને ઇરાવતી બન્ને અપ્સરાઓના સમુહ વચ્ચે, વીષ્ણુધામમાં રત્નઝુલે ઝુલતાં દેખાય છે.)

**જન્મેજય**-જય ? જય ? પૂન્યશાળી માતા પીતા, અને પરમદયાળુ પ્રભુ, આપનો સદા જય. ( દંડવત કરે છે. )

**શ્રી વીષ્ણુ**—પુત્ર ? આ હસ્તીનાપૂરનો તેજસ્વી તાજ, મારા જ સ્વહસ્તે, તારા મસ્તક ઉપર ધરૂં છું. અને, આજથી આ દૈવી તખ્તનો, તને અધીકારી કરૂં છું. ( તાજ જન્મેજયના મસ્તક ઉપર, શ્રી વીષ્ણુ પરમાત્મા, સ્વહસ્તે પહેરાવે છે. વીજયનાદ થાય છે. મંગળ ગાન ગવાય છે. અને દેવતાઓ પૂષ્પવૃષ્ટી કરતા દેખાય છે. )

ૐ

શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

શ્રી વીષ્ણું પરમાત્માની જય.



# કર્તાના બે બોલ.



સુજ્ઞ મહાશયો,

ઇચ્છા પુરી કરનાર મહાન પીતા, પરમાત્માનો, અને અગાઉથી આશ્રયદાતા બનનાર, તથા આ પૂસ્તકનાં સર્વે વાંચકવૃંદનો, સંપૂર્ણ આભાર સાથે કર્તા રૂણી છે. એકને એક વાતનું, ફરી ફરી, પીષ્ટ પીંજણ કરી, દુનીઆમાં મસફા માસ્તર તરીકે દેખાવું, એને યોગ્ય નહિં માનતાં, મારા આ કાર્યમાં દેખાતા દોષોની ફરી ક્ષમા યાચી, કંઇપણ તત્વ વસ્તુ દેખાઇ હોય, તેને યોગ્ય ઇન્સાફ મળશે; તો હું મારૂં કર્તવ્ય સફળ થયું સમજીશ. છેવટ મને મદદ આપનારનો ઉદય ઇચ્છી, સમસ્ત શ્રષ્ટીનું કલ્યાણ ચાહી, અંતઃકરણથી આશીર્વાદ આપી, હું મારા આ કાર્યથી વીરમું છું.

કર્તા,

જટાશંકર સુંદરજી, યાજ્ઞીક.

મોરબી તાબે. મુઃ—ટંકારા.



# અગાઉથી ગ્રાહકબની, આશ્રયદાતા થનારના

## મૂબારક નામની અખંડ યાદી.

મુ. મુંબઈ

રા. શેઠ નારણદાસ કરસનદાસ
રા. શેઠ શામજીભાઇ જાદવજીભાઈ
રા. પરીખ ઓજીવલાલ અંબાલાલ
રા. શેઠ વસનજી મોરારજી શહેરી.
રા. શેઠ ગોકળદાસ ઓધવજી
રા. શેઠ મોનજીભાઈ લધાભાઈ
રા. શેઠ નકુભાઇ કાળુભાઇ
રા. ત્રીવેદી કરૂણાશંકર ભવાનીશંકર
રા. ત્રીવેદી રામચંદ્ર સંભુરામ કવી
રા. વ્યાસ પોપટલાલ જેઠાલાલ
રા. શેઠ રતીલાલ વર્ધમાન દેશાઇ
રા. મેતા વનેચંદ કાળીદાસ
રા. મોહનલાલ મોતીચંદ
રા. મેતા હકિમચંદ કલ્યાણજી
રા. સોની રવજી ઠાકરશી
રા. વ્યાસ દીવેશ્વર ભાણજી
રા. ઠકર મોહનલાલ જેઠાભાઇ
રા. મેતા રાયચંદ મોતીચંદ
રા. મેતા છગનલાલ પોપટભાઇ
રા. ચુનીલાલ બાપુજી માસ્તર
રા. પ્રાણસુખ હરીચંદ નાયક
રા. મૂળજીભાઇ ખુશાલદાસ
રા. વીઠલદાસ ત્રીભોવન ડાયરેકટર
રા. મોહનલાલ લાલાજી
રા. ઉસ્તાદ હમીરજી ગીગાભાઈ
રા. ગણપતરામ બેચર નાયક
રા. અમૃતલાલ જેઠાલાલ દવે
રા. માસ્તર હીંમતલાલ હરીશંકર
રા. લાલજીભાઇ નંદાભાઇ
રા. રેવાશંકર સુરજરામ નાયક
રા. કેશવલાલ અંબારામ નાયક
રા. ભાઇ કનુજી લખુજી
રા. ભાઇ પ્રાણશંકર મોરારજી
રા. વ્યાસ વજેશંકર નથુરામ
રા. ત્રીવેદી મણીશંકર હીરજી
રા. શેઠ ચંદુલાલ ગુલાબચંદ દેસાઈ
રા. ભાઈ લાલજી આત્મારામ

મુ. અમદાવાદ

રા. વૈદરાજ હરીશંકર લાધારામ દવે
રા. વૈદશાસ્ત્રી અમૃતલાલ કેશવજી
રા. શેઠ મોહનલાલ મનસુખરામ
રા. શેઠ મણીલાલ મનસુખરામ
રા. શેઠ ઘેલાભાઇ મહાસુખરામ
રા. શેઠ મોહનલાલ છોટાલાલ
રા. શેઠ લાલભાઈ મણીભાઇ
રા. શેઠ ચીમનલાલ લાલભાઈ
રા. લાલભાઈ ગીરધરભાઇ
રા. શેઠ રમણલાલ ભોગીલાલ
રા. પંડીતજી ઇશ્વરલાલ શર્મા
રા. શેઠ કેશવલાલ ડાહ્યાભાઇ
રા. શેઠ હરીલાલ વાડીલાલ
રા. શેઠ છગનલાલ લખમીચંદ
રા. શેઠ રમણલાલ લાલભાઇ
રા. શેઠ ભાઇલાલ ચુનીલાલ
રા. શેઠ મોહનલાલ જમનાદાસ
રા. શેઠ બાલાભાઇ મગનલાલ
રા. શેઠ બલાખીદાસ લાલચંદ
રા. શેઠ બાલાભાઇ મંછારામ
રા. શેઠ મણીલાલ દીપચંદ
રા. શેઠ રતનચંદ મગનલાલ
રા. શેઠ કેશવલાલ નાથાભાઈ તેલી
રા. ભાઇ બાપાલાલ વીઠલદાસ સોની
રા. શેઠ કેશવલાલ મનસુખરામ
રા. શેઠ ભોગીલાલ ચીમનલાલ
રા. શેઠ લાલભાઇ મગનલાલ
રા. શેઠ મોતીલાલ ઇશ્વરદાસ
રા. શેઠ ચીમનલાલ સાંકળચંદ
રા. શેઠ બકુભાઇ મણીલાલ
રા. શેઠ આત્મારામ પુરશોતમ

રા. શેઠ શકરચંદ હીરાચંદ
રા. શેઠ ત્રીકમલાલ કાળીદાસ
રા. શેઠ મણીલાલ છોટાલાલ
રા. શેઠ રતીલાલ સાંકળચંદ
રા. શેઠ ચીમનલાલ મનસુખરામ
રા. શેઠ ચંદુલાલ કેશવલાલ
રા. શેઠ માણેકલાલ છગનલાલ
રા. શેઠ મણીલાલ જેઠાભાઇ
રા. શેઠ ચુનીલાલ રામચદ્ર
રા. શેઠ રસીકલાલ મફતલાલ
રા. શેઠ ચંદુલાલ છોટાલાલ
રા. શેઠ ગીરધરલાલ રણછોડ
રા. શેઠ ગોકલદાસ સાંકળચંદ
રા. વાડીલાલ રણછોડલાલ માસ્તર
રા. શેઠ નેમચંદ કચરાભાઇ
રા. શેઠ ત્રીકમલાલ ત્રીજલાલ
રા. શેઠ ચીમનલાલ લલ્લુભાઇ ભગત
રા. શેઠ ડુંગરભાઇ ગોવીંદભાઇ
રા. શેઠ રતીલાલ અનોપચંદ
રા. ભાઈ ઇશ્વરદાસ બારોટ
રા. ઝવેરી સોમચંદ ગોપાલદાસ
રા. ભાઇ મીઠાલાલ કાળીદાસ
રા. ભાઈ નરસીંહલાલ પુરશોતમ
રા. ભાઇ હાથીભાઇ ખોડાભાઇ
રા. ભાઈ રેવાશંકર ગીરધરલાલ
રા. ભાઇ પુરશોતમ છોટાલાલ
રા. શેઠ પુરશોતમદાસ કાનજીભાઈ
રા. લલુભાઇ વીઠલભાઇ
રા. ડાહ્યાભાઇ લલ્લુભાઇ
રા. ડોકટર મણીલાલ લક્ષ્મીશંકર
રા. શેઠ મંગળદાસ નથુભાઇ
રા. શેઠ પ્યારેલાલ વીઠલરાય મ્હેતા
રા. શેઠ દીનમણીરાય ચંદુલાલ મ્હેતા
રા. શેઠ બચુભાઈ શીવપ્રસાદ
રા. શેઠ જમનાદાસ તારાચંદ
રા. મે રમણીકલાલ ગોપાલરાય
રા. શેઠ જમનાદાસ જયચંદ
રા. શેઠ ઘેલાભાઈ દોલતરામ દલાલ
રા. શેઠ ગીરધરલાલ મફતલાલ
રા. શાહ ભુલાખીદાસ નરસીંહદાસ
રા. શેઠ ભોગીલાલ વાડીલાલ
રા. મીસ્ત્રી પરશોતમ લલ્લુભાઇ
રા. લેખક નારણદાસ વસનજી ઠકુર
રા. ભાઈ રામપ્રસાદ ડ્રાયીંગ કલાર્ક
રા. ભાઈ રવાશંકર ભોળાશંકર
વ્યાસ સોમેશ્વર મોહનલાલ
વ્યાસ કેશવલાલ વનમાળીદાસ
વ્યાસ રામશંકર ભોળાશંકર
ભાઇ હીરાલાલ બળદેવભાઇ રાવલ
રા. ભાઇ મયારામ સાંકળચંદ
રા ભાઇ નારણદાસ મગનલાલ
રા. ભાઇ સોલેમન જે. એસ્ટ.
રા. ભાઇ રમણકાન્ત સી. ત્રીવેદી.
રા. ભાઇ કેશવલાલ મગનલાલ
રા ભાઇ પોપટલાલ ત્રીકમજી
રા. શાહ બાલાભાઇ ભોગીલાલ
રા. શાહ મોહનલાલ મુળચંદ
રા. નરેન્દ્ર બળવંતરાય ઠાકોર
રા. દવે મયાશંકર માહાદેવ ફોટોગ્રાફર
રા. કંટ્રાકટર જીવરામ જગજીવન
રા. શેઠ પોપટલાલ કૃષ્ણલાલ મ્હેતા

## મુ. કરાંચી

રા. શેઠ છગનલાલ ઉજમશી
રા. શેઠ ખીમચંદ ચેલારામ
રા. શેઠ દીપચંદ ચાંદુમલ વકીલ
રા. શેઠ લોકોમલ સીનેમા પ્રોપ્રાઈટર
રા. શેઠ મોતીલાલ, ડી. સેજપાળ
રા. ડોકટર શંકરલાલ દાદા
રા. ડોકટર ઇચ્છાશંકરભાઈ
રા. શેઠ ધનજીશાહ ફરામજી
રા. ભાઇ. લાલશંકરભાઇ (શ. વી. ક.)
રા. ઠાકર ગંગાશંકર રામેશ્વર
રા. ત્રીભોવન રામેશ્વર-(ઠાકરએન્ડકો)
રા. ઠાકર હરીલાલ વાલજી
રા. ત્રીવેદી ચત્રભુજ ભીમજી
રા. ત્રીવેદી અમૃતલાલ કરસનજી.
રા ત્રીવેદી કેશવલાલ ચત્રભુજ.

રા. ઠાકર શંકરલાલ વૈજનાથ
રા. રાવલ પ્રભાશંકર કાળીદાસ
રા. રાવલ દયાશંકર લાલજી માસ્તર.
ચી. જેશંકર બાલાશંકર રાવલ
રા. વૈદ્ય હાથીભાઇ ભીમજી વ્યાસ
રા. મીસ્ત્રી દામજીભાઇ પ્રેમજીભાઇ
રા. ડૉકટર વજલભાઇ જયશંકર ભટ
રા. શેઠ પરશોતમદાસ. કાપડીઆ.
રા. ભાઈ જગજીવન જેઠાલાલ
રા. ભાઇ મગનલાલ દવે (વઢવાણ)
રા. રાવલ મણીશંકર ભાણજી.
રા. વૈદરાજ જટાશંકરભાઈ (ચુડા)

મુ. વડોદરા.

રા. શાસ્ત્રી. મુળશંકર દા. (મુખીઆજી)
રા. ભાઈ ઓજવલાલ કેમાનંદ શાહ
રા. શેઠ અંબાલાલ ઝવેરભાઇ.
રા. જેઠાલાલભાઇ દેશાઇ
રા. મયજીભાઈ બાપુભાઇ-મુખી
રા. ભાઇ ચીમનભાઇ.
રા. રા. મે. હમદેરીઆ સાહેબ
રા. રા. ભાઇ ચંદુભાઇ જડીઆ
રા. ભાઈ ભગવાનજી મુળજી મીસ્ત્રી
રા. ભાઈ સાંકરલાલ શાસ્ત્રીજી

મુ. સોજીત્રા

રા. રા. ભાઇ દયાશંકર મુળજીભાઈ
રા. રા. ભાઇ ભાઇશંકર મુળજીભાઇ
રા. રા. વૈદ્ય. ચંદુભાઈ
રા. રા ભાઇ ઉમીઆશંકર પરસોતમ

વિરમગામ.

રા. રા માસ્તર તલકશી કરમચંદ

મુ વઢવાણ શહેર

રા. તુળજાશંકરભાઇ પો.સુ. સાહેબ
રા. પરશોતમ અમરશી ડૉકટર
રા. ભાઇ વેણીશંકર મોરારજી
રા. ભાઈ નવલશંકર ત્રીભોવન
રા. ભાઈ મોટાભાઇ રામેશ્વર
રા. વેણીશંકર ડાહ્યાભાઇ
રા. ભાઈ અમરતલાલ સીરીફેજદાર

મુ. ધ્રાંગધ્રા.

રા. ભાઈ પ્રભુદાસ જગન્નાથ મહારાજ
રા. દાદુભાઇ મીઠાભાઇ

મુ કદુડા

રા. ભાઇ ભાઇલાલ ત્રીભોવન ઠાકર
રા. પટેલ ડાહ્યા વાલા
રા. ભાઇ નાનાલાલ છોટાલાલ મુખી.
શેઠ અલાબજી લાધા (મુલતાની)

મુ. દુધરેજ.

રા. મહંતજી રઘુવીરજી મહારાજ
રા. ભાઇ અંબાશંકર માસ્તર

મુ. મુંડલ.

રા. વૈદ્ય જટાશંકર મુળજી
રા. ભાઇ વીશ્વનાથ મુળજી

મુ. વાંકાનેર.

રા મે બાવાભાઇ (સ્ટેશનમાસ્તર)
રા. ભાઇ ગણપતરામ શુક્લ
રા. રાવલ ભાઇશંકર હીરજી
રા. ત્રીવેદી લવજીભાઇ મયાશંકર
રા. ભાઈ હીમતરામ હીરજી રાવલ
રા. વૈદ્ય કેશવજી રેવાશંકર ત્રીવેદી
ભાઈ જીગનલાલ પ્રભાશંકર ભટ
રા. ભાઇ ભાગવત જેઠાભાઈ રાવલ
રા. ,, લક્ષ્મીશંકર પીતાંમ્બર રાવલ

મુ. રાજકોટ

રા. વૈદરાજ શંકરલાલ ભાણજી
રા. ભાઇ ગોકળદાસ ગાંધી
રા. ભાઈ મોહનલાલ ડાહ્યાભાઈ
રા. વ્યાસ ત્રંબકલાલ શામજીની કુ.
રા. અમૃતલાલ ચુનીલાલ રાવલ
રા. ભાઇ જયાશંકર હરીરામ
રા. ભાઈ દુર્ગાપ્રસાદજી કોચીંગમાસ્તર
રા. ભાઇ ખેલુભાઈ (લગીસ કલાર્ક)
રા. ભાઇ રતીલાલ ગાર્ડ

મુ. સરધાર.

રા. શેઠ હીરાચંદ ડુંગરશી ઠકુર
રા. રાવલ હરીલાલ અંબારામ

મુ. દ્વારકાં.

શેઠ દુર્લભરામ જીવરામ (ભેટીયાજી)
રા. ભાઇ કર્સનજી જેઠાભાઈ

મુ.-જામનગર

રા. મે. શંકરભાઇ મણીભાઇ
રા. ગુલાબભાઈ મણીશંકર જોશી
રા. ધીરજલાલ દયાશંકર વકીલ
રા. કવી કેશવલાલ શાંમજી
રા. ઠાકર નાનાભાઇ વેજનાથ
રા. મે. રાવલ માસ્તર.
રા. ડૉકટર શીવુભાઇ વીરજી

મુ. પાલીતાણાં

રા. મણીશંકર જયશંકર ભટ

મુ. સુરત

રા. શેઠ. મોતીલાલ જેઠાભાઈ
રા. શેઠ. ચુનીલાલ લલુભાઈ
રા. શેઠ કાસીરામ દયારામ. (ચેવલી)
રા. શેઠ વીઠલદાસ દુલભદાસ.
રા. શેઠ. વાડીલાલ. હરગોવનદાસ
રા. ચંદુભાઇ હરગોવનદાસ
રા. ભાઇ જેકીશનદાસ ફકીરભાઈ

મુ. પોરબંદર

રા. ભાઇ રામચંદ્ર માસ્તર.
રા. ભાઈ અમૃતલાલ ઘેલાભાઇ
રા. માસ્તર જગજીવન કાળીદાસ
રા. ભાઇ. જીવરામ ભાઇ

મુ. ધ્રોલ

રા. મે. મણીલાલ ભા. (મેજીસ્ટ્રેટ)
રા. વકીલ શંભુરામ પ્રભાશંકર
રા. વૈદરાજ ગવરીશંકર ધનજી
રા. શાસ્ત્રી અમૃતલાલ મણીશંકર
રા. શેઠ. જેચંદ જેઠાલાલ દોશી
રા. શેઠ અમરચંદ કાળીદાસ

મુ. જોડીઆ

રા. ઠાકર જટાશંકર કલ્યાણજી

મુ. ભાટીઆ

રા. ભાઇ નાગેશ્વર જેઠાભાઈ-તલાટી
રા. ત્રીવેદી હરજીવન માધવજી માસ્તર

મુ મોરબી

રા. મે. મનસુખલાલ તારાચંદ (ડ્રા.સુ.)
રા. મે. પોપટલાલ દયારામ (ડૉકટર)
રા. પંડ્યા પ્રેમશંકર કુબેરજી મેજીસ્ટ્રેટ
રા. નવલચંદ ડોસાભાઇ વકીલ
રા. મે. હરખશંકર અંબારામ
રા. ભાઇ હેમશંકર જટાશંકર ત્રીવેદી
રા. ભાઈ આણંદરાય મુગટરામ બક્ષી
રા. શેઠ સુખલાલ મોનજી
રા. મેતા ક્રમચંદ રૂપચંદ
રા. ભાઇ જદુરામભાઇ નથુભાઇ
રા. ભાઇ અભેચંદ ખેતશી
રા. ભાઈ મણીશંકર કાશીરામ
રા. ભાઇ ગવરીશંકર નથુ
રા. કેશવજીભાઈ (હજુરસીરસ્તેદાર)
રા ભાઇ ઉમીઆશંકર ગાર્ડ
રા. ભાઈ પોપટલાલ મનજીભાઇ

મુ. ટંકારા

રા. ચુનીલાલ વીરજીભાઇ વહીવટદાર
રા. શંકરલાલ દયાશંકરભાઈ
રા. શેઠ દેવચંદ પાનાચંદ મહેતા
રા. શેઠ જશરાજ દેવચંદ મહેતા
રા. શેઠ લીલાધર દેવચંદ મહેતા
રા. શેઠ અમરચંદ ખોડીદાસ
રા. શેઠ ગુલાબચંદ લખમીચંદ
રા. શેઠ કાળીદાસ ખીમજી
રા. ત્રીભોવન ખીમજી
રા. ભાઇ જેચંદ દેવશી દોશી
રા. શેઠ ખોડીદાસ બેચર વશનાણી
રા. શેઠ જેચંદ દેવચંદ વશનાણી
રા. ઠકર વીરચંદ રણછોડ
રા ઠકર ગોકળદાસ માધવજીપારેખ
રા. ઠકર લખમીચંદ મુળચંદ
રા. ઠકર કાળીદાસ વીરજી
રા. ઠકર માવજી ડાહ્યાભાઈ
રા. ભાઈ જદુભાઇ મોતીચંદ સોની
રા. શેઠ છગનલાલ ભવાનભાઈ
રા. શેઠ જદુભાઇ રૂપચંદ

રા. શેઠ જેઠા મેઘજી
રા. શેઠ મોતીચંદ ડામર સંઘવી
રા. મેતા ન્યાલચંદ શામજી
રા. ઠકર ઓધવજી હરીભાઇ
રા. મોહનલાલ પ્રાણજીવન દોશી
રા. ભાઇ નારણભાઇ કાનજી લુવાર
રા. ઠકર લાલજી ઝીણા
રા. કંસારા ભગવાનજી કાનજી
રા. ભગતરાજ દેવકરણ ભગત
વૈદ્ય લક્ષ્મીશંકર હરીશંકર ઠાકર
ભાઈ ડાહ્યાલાલ હીરજી ત્રીવેદી
પોપટલાલ કલ્યાણજી કન્ટ્રાકટર
મુરબ્બી જીવણલાલ વર્ણીજી જાની
ઠાકર રેવાશંકર બેચરભાઈ ગાર્ડ
ઠાકર કેશવલાલ કાળીદાસ દાણી
આચાર્ય હરજીવન નરભેરામ
ભાઇ મણીશંકર પ્રભુરામ રવશુરીઆ
રા. શેઠ અમીચંદ ખીમજી દોશી
રા. ખત્રી નથુભાઇ વાલજીભાઇ

### મુ. વવાણીઆ

રા. દેવશંકર નથુભાઇ રાવલ

### મુ. કલકતા

રા. શેઠ ઝવેરચંદ ત્રીભોવન ટંકારાવાળા
રા. શેઠ હકિમચંદ દેવચંદ વશનાણી
રા. શેઠ દુલભજી વીકમશી મેતા
રા. મેતા પનેચંદ રૂપચંદ
રા. મેતા સાંકળચંદ વખતચંદ
રા. ખીમજીભાઇ સોની

### વઢવાણ કેમ્પ

રા. શેઠ વ્રજલાલ મુળચંદ ટંકારા
રા. શેઠ લીલાધર વીરજીભાઇ ટંકારા

### મુ. ચુડા

રા. ભાઈ સુંદરજી લીલાધર દવે

### લીંબુવાડા

રા ભાઈ દામોદર જગજીવન

### મુ. જેરીતા

રા હીમતભાઇ કાળુભાઇ

### ધારીસણા

રા. ભાઈ કાદરભાઇ અમથાભાઇ

### હુણીઆણા

રા. રાવલ કરૂણાશંકર અંબારામ
રા. અંબારામ વસનજી જોશી
રા. શાસ્ત્રી રામશંકર રવજીભાઈ
રા. ભાઇ પુલશંકર શંભુરામ ત્રીવેદી
રા. ઇચ્છાશંકર દયારામ ભટ

### અગથરા

રા. ભાઇ ખેમશંકર વીઠલજી વ્યાસ

### જગુદણ

રા. ભાઇ મણીલાલ મયારામ નાયક

### કેશીઆ

રા. દવે મોતીલાલ મયારામ

### ગોંડલ

રા. પરોત જટાશંકર શીવશંકર

### માધાપર

રા. વશરામ ડુંગરશી ત્રીવેદી
મુરબ્બી કાળીદાસ હીરજી જાની
(નીચેની જગ્યામાં) પુજ્ય મહારાજ જમનાસ્વરૂપ લક્ષ્મીસ્વરૂપજી

### મુ. જય જડેશ્વરનાથ

આ પુસ્તકના કર્ત્તા તરફથી થોડા રોજમાં, અતી સ્ત્રી ઉપયોગી
નીતી, રીતીથી ભરપૂર, અને ભારતની આર્ય
રમણીઓને ખાસ ધડો લેવા લાયક
પવીત્ર પૂસ્તક.

નામે

# શક્તિપ્રભાવ.

થોડાજ રોજમાં બ્હાર પડશે. અગાઉથી ગ્રાહક થનારે અને પૂસ્તકમાં જાહેરખબર આપનારે, તુરતમાંજ પત્રવ્યવહારથી ખબર આપવી.

જટાશંકર સુંદરજી જાની.
મોરબી તાબે, મુઃ—ટંકારા.
( કાઠીયાવાડ )